# गूजराती त्रीजी चोपडीना अर्थ.

મુંબઈ બેટની ભૂગોળનો સાર, કવિતાની સમજુતી, ભૂગોળની વ્યાખ્યા. વ્યાકરણ. તથા બીજા કેટલાક વધારા સાથે.



બનાવનાર.

ફકીરભાઈ કાસીદાસ.

સુરતની નામદાર સર જમશેદજી જીજીભાઈ વાળી નંબર ૧ લાની છોકરાની નિશાળના વડા માજી માસ્તર

તેના છોકરા નગીનદાસ ફકીરભાઈ કાસીદાસનીવતી છપાવી પ્રસિદ્ધકરનાર ડાહ્યાભાઈ જગજીવનદાસ.

ચોથી આવૃત્તિ સુધારા સાથે.

કીંમત  આના.

मुंबई.

"जगमित्र प्रिंटिंग प्रेस." कांदेवाडी.

સન ૧૮૮૬.

# गूजराती त्रीजी चोपडीना अर्थ.

| | | |
|---|---|---|
| ના=નામ. | વિ=વિશેષણ. | અ=અવ્યય. |
| સ=સર્વનામ. | ક્રિ=ક્રિયાપદ. | કૃ=કૃદંત. |

### પાઠ ૧લો.

ભાગ (ના) કટકા.
આળસુ(વિ)સુસ્ત, એદી.
ડાઘીઓ (વિ) ડાઘવાળો, (કૂતરાનું નામ).
પાલવવું (ક્રિ) ઓજવવું, પરવડવું.
મૂરખો=બેવકૂફ, અણઘડ
રમતીઆળ (વિ) જેનો રમતમાં જીવ ઘણો તે, નાદાન.
પરવડવું (ક્રિ) ઓજવવું, પાલવવું.
ઓરે(અ)આમ, આણી-તરફ, અહીંઆં.
ચોકી(ના)પહેરો,ચોકસી.
મૂકયો=મેલ્યો, બેસાડયો.
દર(ના)મ્હોટું બાકું, કાણું
ચકલી(ના)મ્હોટી ચલ્લી.
પંખી (ના) પાંખવાળા પશુ, પક્ષી.
ચારો(ના) ઘાસ, તંખલા વગેરે.
ધણી (ના) શેઠ, માલિક.

### પાઠ ૨જો.

ઝંખવાણો=ઝાંખો,વિલો.
મચ્યાં=મંડયા, વળગ્યાં.
જીવતર (ના) જીવવું, જીંદગાની.
લાગલું(અ)તરત, પાધરૂં
તાકીદ=ઝડપ, ઉતાવળ.
નવરાશ (ના) ફુરસદ.
મન=દિલ, ચિત્ત, હૈડું.
વિચાર (ના) મનસુબો, તોલ, ખ્યાલ.
સરખાં=જેવાં, બરાબર.
નકામાં(વિ) કામ વગરના; કામથી પરવારેલા, નવરાં.
જનાવર (ના) ચોપગાં પશુ, જાનવર, હેવાન.
કામ(ના)ધંધો,રોજગાર.
જગત=દુનિઆ. પૃથ્વી.
ઠોઠ(ના)મુરખ, અણઘડ.
વલે (ના)હાલ, હવાલ.
પસ્તાવો(ના) ખેદ, અફસોસ, દલગીરી.
ફેરવીને (કૃ) બદલીને.

### પાઠ ૩જો.

સદાચરણ (ના) સારી ચાલ, સારા આચરણ, સારી રીત.
પહેલ (અ) પહેલાં.
સહેલ(અ)સહેલી રીતે.
વાણ (ના) વાણી, મધુર શબ્દ.
જન(ના)માણસ,સખસ.
કોપવું (ક્રિ) ગુસ્સે થવું, રીસે ભરાવું.
જનમ=જીંદગાની, દેહ.
મીઠી (વિ) સારી, મધુર.
ડાહ્યો (વિ)શાણો, સમજુ, સમજણવાળો.

## ( કવિતાની સમજુતી ). ( ૧ ).

જે માણસ જગતમાં જન્મીને પહેલ વહેલાં સારી રીતથી ચાલવું, એવું જે સમજે, તે સહેલથી સુખ પામે. ( ૧ ). જે માણસ જાણીતી વાતો કર્યા કરે, ને મ્હોડેથી મીઠા શબ્દ બોલે, તેમ બીજા ઉપર ગુસ્સો કરે નહીં, તેને ડાહ્યો ( જાણીતો ) સમજવો. ( ૨ ).

---

### પાઠ ૪થો.

વગડાઉ (વિ) રાની, જંગલમાંની.
ડાંસ=મચ્છર, મગતરાં.
ટુંકા (વિ) નાના, બટકા.
ધાર (ના) વેહેતી કોરણ.
જબરૂં (વિ) જોરાવર.
જોરાવર (વિ) મજબૂત.
પછવાડે=પાછલીતરફ.
વળેલા (વિ) મરડાયલા.
ફેરે (ના) બાજુએ.
કઠણ (વિ) મજબૂત.
વાળ(ના)બાલ, નીમાળા.
આછા(વિ) થોડા, ઝીણા.
હીંડેછે (ક્રિ ) ચાલેછે.
ડીલ (ના)શરીર, અંગ.
તળાવ(ના) નાનુંસરોવર.
નર (ના) ભાયડો, મરદ.
હળ(ના )જમીન ખેડવાનું લોઢાનું આણીદાર હથિઆર.
પોચી ( વિ ) નરમ.
પૂરી પડે (ક્રિ)બર આવે, હંફાવે, સામી થાય.

### પાઠ ૫મો.

ગાળાગાળી=આળોબાળ્ગી.
સ્વભાવ (ના) ખાશીઅત, મીજાજ, પ્રકૃતિ.
સજા (ના) શિક્ષા.
દંડ (ના) ગુન્હાને બદલે રૂપીયા લેવાની શિક્ષા.
રાજકુંવર (ના) રાજાનો છોકરો, રાજપુત્ર.
શિક્ષા ( ના ) સજા, દંડ
વડાઈ ( ના ) મ્હોટાઇ.
અણસમજુ(વિ) સમજવગરનો, નાદાન.
યાદ રાખવું ( ક્રિ ) ફામ રાખવું; ભૂલી ન જવું.
સાર(ના)સારૂં, મતલબ.
નઠારો(વિ)ખરાબ,ભુંડો.
ગરીબ(વિ)પૈસા વગરનો, નિરધન, રંક.
ફરિયાદ(ના)અરજ, રાવ.
કચેરી(ના)દરબાર, રાજસભા.
ફલાણો (વિ) હરેક, મુકરર કરેલો.
બંધીખાને(ના) કેદખાને.
ઘટે તેવી ( વિ ) જોઇએ તેવી, લાયક.
માફ(ના)જવાદેવુંતે,ક્ષમા.
વચન (ના ) સુકન, વેણ.
કુંવર (ના)છોકરો, રાજપુત્ર.
વેળા (ના) વખત, સમે.
જવા દર્ઈ ( ક્રિ ) માફકરું, મૂકી દઈ.

### પાઠ ૬ ઠ્ઠો.

ભાખતા ( વિ ) કહેતા, બોલતા.
જશ (ના) માન, કીર્તિ.
બાળકી ( ના ) છોકરી,
તોલ (ના) વજ઼ન, ભાર,

આબરૂ.
ભુંડાં(વિ)ખરાબ,દુષ્ટ.[બ્દ
ભુંડું(ના)નઠારૂં,ખરાબશ-
ખોટી(વિ)નઠારી,નકામી.

જગ (ના)જગત, દુનીઆ
મૂરખ (ના) બેવકૂફ, ઠોઠ
જાણવો (ક્રિ) સમજવો.
દુખીઓ(વિ)હેરાન, દુખી

બાળક (ના) છોકરો.
બોલ (ના) શબ્દ.
નક્કી (અ) ખચીત,નીશ્ચે.
નાર (ના)બાયડી, બઇરી.

## (કવિતાની સમજુતી). (૨).

ભુંડાં લોકો મોંમાંથી નઠારા શબ્દ બોલીને, લોકોની નઠારી ગાળો ખાય, એવા મ્હોટા બેવકૂફોની જગતમાંથી આબરૂ ઓછી થાયછે. (૧). જે માણસ નઠારા શબ્દ બોલે, ને સામા માણસને ગાળ દે ને પોતે ખાય, તેને આખુધડ સમજી લેવો, તે આગળ જતાં બહુ હેરાન થાય. (૨). માટે જે છોકરી કે છોકરો જેવો બોલ બોલશે, તેવોજ લોકોમાં તેનો ભાર વકર વધશે. (૩).

### પાઠ ૭મો.

દેશ (ના) મુલક.
ચાલ (ના) ધારો, રીત,
રીતભાત(ના)રીત,રસમ.
સુરવાળ=સાંકડી ઇજાર.
ચોરણો (ના) ટુંકો લેંઘો
પહેરવેશ (ના) પોશાક,
પહેરેલાં લુગડાં.
મારવાડી(ના) મારવાડના
રહેવાસી.
ઘુમટો (ના) માથાપર-
ઓઢેલો છેડો મોંપર-
સરાડી કાઢવો તે,
(લાજ).
પોતીઆં (નાં) પોતીઆં.
દક્ષિણી=દક્ષિણ દેશના
રહેવાસી.
સાહેબ લોક (ના) ગોરા-
લોક, અંગ્રેજ લોક,
ટોપીવાળા.
બૈરાં (ના) બાયડીઓ,
ઘાઘરા (ના) ઘેરવાળો
ઝુળતો ચણીઓ.
બોલી (ના) ભાષા.
ફેર (ના) તફાવત, ફરક,
ભાકર (ના) રોટલી,
રોટી (ના) રોટલી.
હબશી (ના) સીદી.
ગોરી=સફેદ, ઉજળી,

### પાઠ ૮ મો.

સંઘરો (ના) એકઠું, ભં-
ડોળ, છત, શીલક,
કણ (ના) રજકણ, કણી.
સંગ્રહ (ના) એકઠું.
રૈયત (ના) પ્રજા,
સંઘાત=સોબતી, સાથે.
દુકાળ(ના) મોઘવારી, અ-
નાજ પાણી નહીં મળે
એવોવખત.
કોઠાર(ના)દાણા ભરી મૂક-
વાનો કાદવનો કે લાકડા-
નો ખજાનો.
હેરાન (અ) દુઃખી.
સકાળ (ના) સોંઘવારી.
પ્રધાન(ના)વજીર, કરતો-
હરતો.
પોપડો (ના) પડ.
ગંજીઓ (ના) ઘાંસના
મોટા ઢગલા,
ખાણ (ના) અનાજ ભરી

મૂકવાને ભોંયતળી આનીચે કૂવાજેવા કરેલા ખાડા.
અચરજ ( ના ) નવાઇ.
ચંદી (ના) દાણો, ચણા.
વિના(અ)વગર, શિવાય.
દુબળાં (વિ) નબળાં, મુડદાલ.
જોર=શક્તિ, બળ, કસ.
કારણુ (ના )સબબ, ભેદ.
દેખાડયું (ક્રિ) બતાવ્યું.
ડાહપણુ (ના ) ચતુરાઈ.
વસે (ક્રિ) રહે.
સંપે=સંપથી,હળીમળી.
સદા (અ) રોજ, નિત્ય.
સર્વ (વિ) સઘળા, બધા.

## ( કવિતાની સમજુતી ). ( ૩ ).

કીડી જરા કાંઇ રચકણ પડી હોય તે પણ એકઠી કરે એવી એ જનાવરની જાત જુઓ, કે બધી સાથે સંઘાતથી કેવી સદા હળીમળી રહેછે.

### પાઠ ૯મો.

છાંયડો ( ના ) શીળો.
વડવાઇ(ના) વડના લાંબા લટકતાં ફાંટા.
અસલ (અ) અગાઉનું, જાનું પહેલું.
ઘટા (ના) રચના, છાયા, ( ઝાડનું ફેલાવું તે ).
કાબર (ના)કલકલ અવાજ કરતું કાબરૂં પક્ષી.
ટેટા (ના) વડના ફળ.
આરામ(ના) સુખ, ચેન, વિશ્રામ.
ઇમારત(ના)ઉંચી બાંધણીનું ઘર, હવેલી.
થડ (ના) ઝાડનો વચલો ગોળ ભાગ.
ડાળાં=ઝાડની શાખા, થડમાંથીફુટેલીમ્હોટીડાળી.
ફાંટા (ના) ડાળાંમાંથી ફુટેલા દોરીઓ જેવાં લટકતાં મૂળ.
લટકેછે (ક્રિ) ટીંગાયછે, લબડેછે.
ભોંય(ના) જમીન,ધરતી.
મૂળ (ના)જડ.
ઓળખતાં(કૃ)પીછાનતાં.
પાંદડાં ( ના ) પાંતરાં.
ફેલાયછે (ક્રિ) પસરેછે, પથરાયછે.
પશુ(ના)ચોપગાંજાનવર.
રોપ્યું (ક્રિ) વાવ્યું.

### પાઠ ૧૦મો.

વિંછી(ના) ઝેરી જીવડો.
ડંખ (ના) ચટકો.
આંકડો (ના) ઝેરી કાંટો.
વિખ (વિ) ઝેર, સોમલ.
કપાએલું (કૃ) વડાયેલું.
ચિપીઆ (ના) પકડવાના પાંખીઆં.
ચૂસવું (ક્રિ)સોસવું.
ચાંદી (ના) ફોલ્લો.
સૂજેલું (કૃ)સુઝી આવેલું, ચડી આવેલું.
ઝેરી (વિ) વીખવાળો.
ભીંત (ના) દીવાલ, કરો.
ફાટ ( ના ) ચીરો, તડ.
ટાઢક (ના) ઠંડક.
ઉતાવળે (અ) ઝડપથી.
પીઠ (ના) બરડો, વાંસો.
દુ:ખ (ના) આપદા.
ઉપાય (ના) ઇલાજ.
ઇજા (ના) દુ:ખ,વીપત્ત.
મળે (ક્રિ) મળે, એકઠું

થાય.
અવગુણ (ના) નુકશાન, ગેરફાયદો, બીગાડ.
સંભાળીને (કૃ)સાચવીને, તપાસીને.
ફિકર(ના)ચિંતા,સોચના.

પાઠ ૧૧મો.

છોંડીઓ(ના)છોકરીઓ.
વિલાયત (ના) અંગ્રેજ-લોકનો દેશ.
ખબરદાર (વિ) હોંશિયાર.
સુખી (વિ) સારા,સુખી-આરા. [વી.
સરખી (વિ) બરાબર,જે-
વહાલી (વિ) પ્યારી, હેત-વાળી.
જરાએ (અ) લગારે.
રોતી (કૃ) રડતી.
કજીઆ(ના)કંકાસ, ટંટો.
સમજાવીને(કૃ)પટાવીને, ફોસલાવીને.
ઢોર(ની) ચોપગાં જાનાવર, ( મૂર્ખ ).
મોટપણે(ના)મ્હોટીઉમ્મરે
બાઇડીઓ (ના) બઇરીઓ, સ્ત્રીઓ.
ભાઇડા(ના)મરદો,માટીડા.
ગાંડી(વિ) ઘેલી, નાદાન, અણસમજુ.

પાઠ ૧૨ મો.

અવાજ(ના) સાદ, સોર.
પાંજરૂં (ના) પીંજરૂં, પક્ષીને રહેવાસારૂ બનાવેલું સળીઆ જડેલું જાળી જેવું ગોળ.
પાળવું (ક્રિ)પોષવું, રક્ષણ કરવું.
અર્થ(ના) માએનો, મતલબ, સ્વાર્થ.
દીઠો (કૃ) જોયો.
માળો (ના) પક્ષીને રહેવાનું ઠેકાણું.
ફળ(ના)જાંબુ, કેરી, દાડમ, જમરૂખ વગેરે લીલો મેવો.
જૂદાં (વિ) વેગળાં, છૂટાં.
અનાજ(ના)ધાન્ય,દાણો.
મરજી(ના)ઇચ્છા,ખુશી.
સમજે (ક્રિ) જાણે.

પાઠ ૧૩મો.

અતોલ (વિ) ઘણોજ, જેનું માપ ન થાય તે.
પ્રિત (ના) હેત, માયા.
કાંઠલો (ના) ગળચવો.
સુણતાં (કૃ) સાંભળતાં.
નમણું (વિ)નમેલું.
ધાક (ના) બીક, ડર.
મનુષ્ય (ના) માણસ.
અંગ (ના) શરીર, દિલ.
અથાગ (વિ) ઘણોજ. જેનો પાર નહીં.
મીઠાં (વિ) સારાં, મધુર.
ઉપજે(ક્રિ)થાય,પેદા થાય.
હરખ(ના)ખુશી,સંતોષ.
ડોટે (ના) ડોકે, ગળે.
ધારે (ક્રિ) માને.
હેત (ના) પ્યાર, ચાહા.
કોય(વિ) કોઇ,ગમેતેએક.
કાગ (ના) કાગડો.

**( કવિતાની સમજુતી ). ( ૪ ).**

પોપટ પાંજરામાં બેઠો બેઠો મધુર શબ્દ બોલે છે; તે જેઓ સાંભળે-છે તે સઘળાનાં મનમાં ઘણીજ ખુશી પેદા થાય છે. ( ૧ ). એની ડોકે કાળો કાંઠલો છે, ને નીચુ વળેલું રાતું નાક છે; તેનું શરીર લીલા રંગનું છે. ને ધણીની ધાસ્તી રાખેછે. (૨). માણસને માટેતે મધુર શબ્દ બોલે છે, તેથી

તેના પર હેત ઘણુંજ આવેછે; માટે ઘણા લોકો હેતથી પોપટ પાળેછે પણ કાગડાને કોઇ પાળતું નથી. ( ૩ ).

---

**પાઠ ૧૪મો.**

વચન(ના) શબ્દ, સુકન.
અસર(ના)ફળ,પરીણામ.
માન(ના)આબરૂ, ઇજત.
નવાઇ ( ના ) અચરતી.
આવકાર(ના)આદરમાન.
નીવડવું (ક્રિ) નીકળવું, ઉઠવું.
ઠોંગાઇ( ના ) લુચ્ચાઇ, ખંધાઇ.
વાઘરી (ના) શીકારી, પારધી.
વઢવાડ ( ના ) લડાલડી.
લુચ્ચાઇ ( ના ) ઠોંગાઇ, ખંધાઇ.
માઠું(ના)ખરાબ, નઠારૂં.
તપાસ ( ના )તજવીજ. તલ્લાસ.
સોબત ( ના ) સંઘત
શીખામણ(ના) ફાયદાની વાત.
કદી (અ)કોઇવખત.
ભૂલવી (ક્રિ) વીસરવી.

**પાઠ ૧૫મો.**

કણબી(ના) હિંદુની એક જાત, (ખેતીનો ધંધો કરનાર ).
તન(ના) કાળજી, ચેટક, ધ્યાન.
ધન( ના ) દોલત, પૈસો.
અંતકાળ (ના) મરવાનો વખત.
પુંજી(ના)દોલત,ગાંસડો, દલ્લો.
લાલચ(ના)લોભ,ગળકો.
ખેતી (ના) ખેતીવાડીનું કામ.
દીકરા (ના) છોકરા.
વિચાર્યું ( ક્રિ ) ધાર્યું.
ડોસે(ના) ઘરડા માણસે.
કેડે (અ) પછી, પુઠે.
આખું (વિ)બધું, તમામ.
વાવ્યા ( ક્રિ )રોપ્યા
નીપજ(ના) પેદાશ, પાક, આવક.
ઉપજયો (ક્રિ) પેદા થયો, નીપજયો.
ખરેખરૂં (વિ) જોઇએ તેવું, સાચું, બરાબર.

**પાઠ ૧૬મો.**

કોણે ( સ ) ક્યા સખસે!
કૃપાળ( વિ) મેહેરબાન, દયાળુ.
સુંઘવાને(કૃ)વાસ લેવાને.
પેદા કરવું (ના) જન્મ આપવો, નીપજાવવું.
બનાવ્યું (ક્રિ) નીપજાવ્યું, કર્યું.
ઝાલવાના (વિ)પકડવાના.
સઘળું(વિ)બધું, તમામ.
ઇશ્વરે ( ના ) પરમેશ્વરે.
કર્યા (ક્રિ બનાવ્યાં, પેદા કીધાં.
ભલાં(વિ)સારાં, વાજબી રાહે ચાલે એવાં.
કોપશે (ક્રિ) ગુસ્સે થશે.
દેખતા(ક્રિ) જોતાં.
જાળવે(ક્રિ)સાચવે, તપાસી રાખે.
રખવાળી (ના) બરદાસ, બાલાસ, તપાસ.

**પાઠ ૧૭મો.**

ગામ ( ના ) જ્યાં થોડાં ઘરની વસ્તી હોય તે.
શેહેર (ના) જ્યાં મ્હોટાં મ્હોટાં છાબંધને ઘર-

બંધ ઘરો હોય તથા સારાં મ્હોટાં ચોટાં હોય તે.

છોબંધ(વિ)છોથી બાંધેલાં, છોનાં.

કોટ (ના) શહેરને ફરતી આસપાસ બાંધેલી મ્હોટી છોની દીવાલ.

જથ્થો(ના) ટોળું.

અડચણ (ના) હરકત.

હારબંધ (વિ) એક પછી એક સાથે આવેલાં.

સેહેજ(અ,થોડી મહેનતે.

જનાવર(ના)જાનવર,પશુ

દરવાજા=મ્હોટાં બારણાં.

જવલ્લે (અ) કોઇ વખત, કદાચ.

બીક (ના) ધાસ્તી, ધાક.

પાસેપાસે (વિ) સોડેસોડે, અડોઅડ, નજીક.

ફળીઉં (ના) શેરી.

ગામડું (ના) જ્યાં ઝુપડાં જેવાં થોડાક ઘરની વસ્તી હોય તે.

કસબો (ના) પ્રગણાનું મ્હોટું ગામ.

ચૌટા(ના) મ્હોટાં બજાર.

હાટ (ના) બજાર, દુકાન.

પેસવાનો (વિ) જવા-આવવાનો.

ઝાંપો (ના) લાકડાં સાથે કાંટા, કરાંઠી વગેરે બાંધી લઇને બનાવેલું બારણું.

પેસનીકળ (વિ) આવજા.

પાઠ ૧૮મો.

ઇંદ્રીઓ (ના) શરીરના ભાગ,(આંખ,નાક, જીભ, કાન, ચામડી.)

આકાર (ના)ડોળ, ચહેરો.

ધબાકો (ના) અવાજો.

માલમપડતું (ક્રિ) જણાતું.

વાસ (ના) સોડમ,સુગંધ.

મીઠો(વિ)ગળ્યો, મીઠાસવાળો.

લીસી (વિ) સાફ.

સ્વાદ(ના)ચાખવું તે, જરા મોંમાં નાંખી તપાસવું.

મઝાની(વિ)સારી.

નાંખી(કૃ)ફેંકી, નાખી.

સમજો (ક્રિ)ધ્યાનમાં લો.

ટાઢું (વિ) ઠંડું.

ઊનું (વિ) ગરમ.

પાઠ ૧૯મો.

આંગણું (ના) બારણું, બારણાઆગળનીજગો.

ચોખ્ખું(વિ)સાફ,સ્વચ્છ

કોહાણ (ના) કહોવાડો.

રળિઆમણું(વિ) શોભાવંતુ, સારું.

ગંદવાડ (ના) ગોબરવાડો.

જીવજંતુ (ના) જીવડાં, મગતારાં.

એઠવાડ (ના) એંઠાંવાસણ જેમાં રાંધ્યું ખાધું હોય તે.

ગંદા (વિ) ગોબરાં.

ગંધ (ના) ખરાબ વાસ, નઠારી સુગંધ, બદબો.

ભાજીપાલો (ના) ભાજી પાંતરાં વગેરે.

માંદા(વિ) આજારી. બીમાર, કાહેલી.

લાજ(ના) શરમ, એબ.

તાવ(ના)તપત,બોખાર.

નીપજે=પાકે,પેદા થાય.

ગંધવેડો-દુર્ગંધનોઢગલો.

ચોખ્ખું=સાફ, સ્વચ્છ.

વેગળે (વિ) આઘે. દુર.

બાપડા (વિ) બીચારા.

ચોખ્ખાઇ(ના) સુઘડાઇ.

ગુણ=ફાયદો, ખાશીયત.

છોડ (ના) છોડવો, રોપો.

ફૂટ(ના)જગ્યા,મોકળાસ.

**પાઠ ૨૦મો.**

ચીર(ના) કપડાં, કીમતી લૂગડાં.
ખાપ(ના) આરસી.
મધપુડો (ના) મધમાખનો પુડો.
વાન (ના) દેદાર, કદ.
રચે(ક્રિ)બનાવે, ગોઠવે.
સજ્જન=સારા માણસ.
માપ(ના)ભરત,પરમાણું.
ચોક=ખાળ,મોટીચોકડી.
શરીર (ના) દિલ, અંગ.
રૂડો(વિ) સારો, મઝાનો.
દેખાએ (ક્રિ) જોઇએ.
શુદ્ધ=બરાબર,ખરેખરી.
ચિત્ત(ના) મન, ધ્યાન.

## ( કવિતાની સમજુતી ). ( ૫ ).

આપણે બધી જણુસો ચોખ્ખી રાખવી, ને લૂગડાં પણ ચોખ્ખાં (ધોએલા) પહેરવાં, વળી ઘર ને ચોક પણ ચોખ્ખાં રાખવા, કે જેથી આપણું શરીર સદા સુખી રહે. ( ૧ ). જુઓ કે મેંધમાખી મધપૂડો બરાબર માપ રાખી બનાવેછે, તેમાં કાંઇ ડાઘ કે ખોડ ખાપણ કશું આપણે દેખતા નથી, તે આરસી જેવો સાફ જણાયછે. (૨). ચોખ્ખા રહેવાથી આપણું મન ખુશ રહેછે, ને તેથી શરીરનો દેદાર વળેછે, વળી ચાર સારા આબરૂદાર માણસ બેઠેલા હોય તેમાં ચોખ્ખાઇએ કરી (ધોએલાં સાફ લૂગડાં પહેરેલાં હોય તો તેથી ) હરકોઇ માણસને ઘણી આબરૂ મળેછે. ( ૩ ).

**પાઠ ૨૧મો.**

સુવાળી=પોચી, નરમ.
નાળ(ના) લોઢાના મેખ મારીને પગે જડવાના ગોળ પાટા.
નક્કર (વિ)સંગીન.
બરાડેછે (ક્રિ) આરડેછે.
મંજલ(ના) ખેપ, ટપ્પો.
નિર્દય (વિ) ઘાતકી.
ફલંગો (ના) કુદકો.
હોંખારેછે (ક્રિ)હણહણે-છે, સણસણેછે.
સીમ(ના) ખેતર, (ખેતરની હદ.)
ભેગો (અ) સાથે, એકઠો.
ચરેછે(ક્રિ) ઘાસ ખાયછે.
વાળ(નાં)બાલ, નીમાળા.
છેડે (ના) નાકે.
ગાઉ (ના) કોસ.
બોજો(ના)ભાર. [ક્રેછે.
વહેછે (ક્રિ) ખમેછે, ઉંચ-
ચાકરી (ના) બરદાસ, બાલાસ, સેવા.
માયા=હેત,ચાહના,પ્યાર.
ચાહે (ક્રિ) પ્યાર રાખે.

**પાઠ ૨૨મો.**

કાતરા (ના) બેડકા.
વટેમાર્ગુ (ના) રસ્તેજતો મુસાફર, પંથી.
સંગીન ( વિ ) નક્કર, મજબુત.
કચુકા=ઠળીઆ, કળીઆ.
ચીકણું (વિ) ચીકવાળું.

મોંટે એવું, જબરૂં.
ચિચોડા (ના) કળીઆ.
ચોખંડા(વિ)ચોડા, ચારે બાજુએ સરખા.
ફોરૂં (ના) ટીપું
ખાટો ( વિ ) ખટુંમડો.
ખટાશ(ના)ખાટો સ્વાદ, ખાટા સ્વાદની ચીજ.
ચોમાસામાં (ના)વરસાદની મોસમમાં.
વરસેછે ( ક્રિ ) આવેછે.
બારેમાસ(ના)આખુંવરસ
ખપ(ના) જરૂર, અગત્ય.
રોજ (અ)નિત્ય, સદા.

**પાઠ ૨૩મો.**

અક્કલ(ના)બુદ્ધિ, સમજ.
ઘણેરી (વિ) ઘણી.
નેટ (ના) ટેક, મ્હોટાઇ.
માહાલે (ક્રિ) મોજ કરે
વિશ્વ(ના) જગત, પૃથ્વી.
તસુ ( ના ) એ આંગળ.
માતા ( ના ) મા, માજી.
વિખ્યાત (ના) નામીચું.
નવ (અ) નહીં, ના.
તાત (ના) બાપ, પિતા.
મોજ=મઝા, ચેનબાજી.
શાણા=ડાહ્યા, સમજુ.
દીકરી ( ના ) છોકરી.
નિત્યં (અ) રોજ, સદા.
પર (વિ) પારકું.
ઠામ )ના)ઠેકાણું, જગો.
કેરો (અ) નો, તણો.
સામળ (ના)એક મ્હોટો કવિ થઇ ગયો.

**( કવિતાની સમજુતી ). ( ૬ ).**

માને છોકરી ( આમલીનું ઝાડ ને તેનું ફળ આમલી ) નું એક નામ બુદ્ધિથી જાણ્યું, તેનું તો ઘેરે ઘેર ને વળી રોજ સારી રાતે વિવેકથી કામ પડેછે તેમાં મા તો એકની એકજ જગોએ રહે છે, એક તસુ પણ ચલતી નથી, પણ તેની છોકરી તો બધે દેશે દેશ મઝેથી મોજ કર્યા કરેછે; વળી જુઓ કે તે છોકરીનો છોકરો ( ચિચોડો ) તે માનો બાપ થાયછે,. ત્યારે **સામળદાસ કવિ** કહેછે કે તમે ચતુર નરો સમજી લેજો એ તો બધી પૃથ્વી વિષે પ્રખ્યાત છે. ( એટલે આમલીનાં ઝાડની છોકરી આમલી. ને તેનો છોકરો ચિચેડો રોપ્યાથી પાછું આમલીનું ઝાડ થાયછે, ત્યારે એ પ્રમાણે ચિચોડોથી આમલીનું ઝાડ નીપજ્યું તો તે ઝાડનો બાપ કહેવાય ).

---

**પાઠ ૨૪મો.**

ચાટલું ( ના ) આરસી.
રતાંધળો (વિ) રાતે આંધળો, ( દિવસે દેખાય ને રાતે જેને નહીં દેખાય તે ).
પોપચું ( ના ) આંખનું ઢાંકણું.
ભમર (ના)ભવાં, આંખના પોપચાં ઉપર કમાનના જેવા બાલ

છે તે.
ખાળવું (ક્રિ) અઠકાવવું.
રજ (ના) ધૂળ, રચકણ.
બાજરી (ના) છજ્જુ, બાજઠી.
સારેછે (ક્રિ) કરેછે.
પાંપણ(ના)આંખનાપોપચા સાથે વળગેલા બાલ.
જાસુસો(ના)ચીજો, વસ્તુ
ખરેખરા (વિ) બરોબર.
જતન (ના) બરદાસ, સાચવણી.
ઝીણી( વિ ) બારીક
કાણો (વિ) એક આંખે આંધળો.

દયા (ના) રહેમ, મીઠી નજર.
સાજી (વિ) સારી.
પરમેશ્વર=મ્હોટા ઇશ્વર.
પાડ(ના)ઉપકાર,આભાર.

પાઠ ૨૫મો.

કપાસ=રૂનાં નાનાં ઝાડ.
કહેવત=કેહુતી, કાહણી.
ઘાટ (ના) ડોળ, આકાર.
બળતણ (ના) બાળવાનાં લાકડાં, સરપણ.
ભાખરી(ના)ઘઉંના લોટની જાડી રોટલી.
કાંતવું (ક્રિ) લાંબા તાંતણા કરવા.

લટકતાં ( કૃ ) ટીંગાતાં.
કુંભાર ( ના ) માટોડીના વાસણ બનાવનાર.
વણવું=લુગડું બનાવવું.
ધાન્ય=અનાજ, દાણા.
કાજે (અ) વાસ્તે, માટે.
તૈયાર(અ)હાજર, તરત કામમાં આવે એવું.
કશું=કંઇપણ, જરાએ.

પાઠ ૨૬મો.

ધરતી(ના)જમીન,ભુમી.
થોક (ના) જથ્થો.
ઓઢવા(કૃ) શરીર ઢાંકવા.
ખાંતે (ના) ખુશીથી.
શી રીતે=કેમ, કઇપ્રકારે.

## ( કવિતાની સમજુતી ). ( ૭ ).

ખાવા અને પહેરવા ઓઢવાને પરમેશ્વરે આપણને શરીર આપેલું છે, હવે જો તે વડે મેહેનત કરીએ, તો તેમાંથી રાતા પીળા રંગ (જે જોઇએ તે) મળે. ( ૧ ). જમીનમાંથી અનાજ તો બધું જથ્થાબંધ થાયછે, પણ જો તે જમીનને ખુશીથી ખેડે નહીં તો ખાવાનું શું થાય ( અનાજ કેમ પાકે? ) ( ૨ ). પણ તેમ કરવાને આપણને ઇશ્વરે તેના ઉપાયો આપેલા છે; પણ કંહા વાસણ અને બાળવાનાં લાકડાંવિના કેમ રાંધી શકાય? ( ૩ ).

---

પાઠ ૨૭ મો.

હાલ (અ) હમણાં
વખત(ના) વેળા, સમય.
પરઘેર ( ના ) પારકે ઘેર.

શણગાર ( ના ) શરીરને શોભે એવા લુગડાં ઘરેણાં.
સરસ(વિ)સારા, મઝેના.

કાં (અ) કેમ?
અર્થ(ના)સ્વાર્થ, મતલબ.
ચાકરી (ના) નોકરી.
પેર (ના) રીત, પેઠે.

## ( કવિતાની સમજુતી ). ( ૮ ).

માટે હે ભાઇ તે ( બળતણ ને વાસણ ) તું તૈયાર બનાવ, કેમકે તાતને બીજો કોણ કરી આપે? તારે તારા સ્વાર્થનું ( પોષણને વાસ્તે) હમણા તૈયાર થાય. ( ૧ ). ઝાડ ઉપર લુગડાં લટકતાં કાંઇ તૈયાર નથી, પણ જો કપાસ વાવી તેપરથી રૂ ઉતારીને તેને કાંતીને વણે તો મઝેનો પહેરવાનો પોશાક બને. (૨) માટે ગમે તેરીતે ઘેર કે પારકે ઘેર (દેશ કે દેશાંતર ) મહેનત જો કરે, તો ચાકરી કરતાં આખરી સારી રીતે પામે ( મહેનતનો બદલો પરમેશ્વર તેને આપે ). ( ૩ ).

### પાઠ ૨૮ મો.

દાન (ના) ધર્મ, ખેરાત.
આપદા(ના)ફીકર; ચિંતા.
આંતરડી (ના) આત્મા, જીવ.
પરોપકાર(ના)પરકલ્યાણ. પારકાપર ઉપકાર.
પુણ્ય (ના) ધર્મ, દાનનું, આશિષ.
આશિષ(ના) આશિરવાદ, સારી દુવા.
વાવરવું(ક્રિ)વાપરવું, ખરચવું.
સુમ(વિ)બખીલ, કંજુસ; કસરીઓ, મખીચુસ.
કૃપણ (વિ) કંજુસ.
સંઘરી (કૃ) એકઠું કરી.
મુદ્દલે(અ) જરાએ, લગરીકે.
નારાજ(વિ)નાખુશ, દલગીર.
ગજા(ના)ગુંજાસ, શકિત.
લેખે (ના) ઠેકાણે, સારે માર્ગે.
ગરીબગરબાં(વિ) ગરીબલોકો, નાચાર.
દુનિઆ(ના)સંસાર, આલમ, પૃથ્વી.
જશ(ના) માન, આબરૂ.
વાવેલું (વિ) રોપેલું.
ફોકટ(અ)નકામું.
નકામું (વિ) કામવગરનું, ફોકટ.
કંગાલ (વિ)ગરીબ, અનાથ, નાચાર.
મજૂરી(ના)વેતરૂં, વેઠ.

### પાઠ ૨૯મો.

સાચ (ના) સાચવટ, સાચી વાત.
દેશાઇ (ના) જાગીરદાર, વતનવાળા માણસ.
ઊઠયાં (ક્રિ) નીકળ્યાં.
દાખલા (ના) ઊદાહરણ, દ્રષ્ટાંત.
ચપ્પુ(ના) ચાકુ, છરી.
ગમ્યો(ક્રિ) પસંદ પડયો.
રૂપીયા (ના) સોળ આનાની કીમતનો રાણીની છાપનો સિક્કો.
છૈઆં(ના)છોકરાં, બચ્ચાં.
લેખણ (ના) કલમ
વખાણ્યો(ક્રિ) પસંદકર્યો.
ગમ્યો(ક્રિ) પસંદ પડયો.
વેહેલો (અ) જલદી.
કાપ (ના) ચીરો.

### પાઠ ૩૦ મો

સાચાબોલું(વિ) ખરાબોલું, સતવાદી, સાચો.
ધીરજ(ના)સબુરી, શાંતી

ગભરાવું (ક્રિ) અકળાવું, બીવું, ગાભરા થવું.
ફાડી(ક્રિ)ચીરી.
ખીજ્યા(ક્રિ)ચીડયા,ખીજવાયા.
છાતી (ના) હૈયું,મન.
ચાંપીને ( કૃ ) દાબીને.
વાહાલું (વિ) પ્યારૂં ,હેતવાળું.
વાંક (ના) તકસીર, ગુન્હો.
અજાણતાં(કૃ) ઓચિંતા.
ઝટ(અ) જલદી, તરત.

### પાઠ ૩૧મો.

સંકટ(ના)દુઃખ, આફત.
ક્રોડ (વિ) હજારો, (સો લાખ ).
પરલોક (ના)પારકા લોક, દેવલોક.
હોડી(ના)સડવાળોમ્હોટો-મછવો, ન્હાનું વાહાણ.
સિંધુ(ના)દરિઓ, સમુદ્ર.
રાજ (ના) અમલ, હાકમી, ગાદી.
શુભ(વિ)સારૂ, મંગળીક.
સહીએ(ક્રિ)ખમીએ, સહન કરીએ, વેઠીએ.
દિનરાત (ના) રાતને દહાડો.
સદા (અ) રોજ, નિત્ય.
સરે ( ક્રિ ) થાય, બને.
ઉપાય ( વિ ) ઇલાજ.
નક્કી (અ) ખચીત, નિશ્ચે

## ( કવિતાની સમજુતી ). ( ૯ ).

આપણાંપર જે દુઃખ આવી પડે, તે સહન કરીને બરાબર સાચી વાત કહેવી, ને બીજા લોકમાં સુખ લઇએ ( સાચું બોલેથી સુખ મળે ). અને તેથી રાત ને દહાડો સુખી રહીએ. ( ૧ ). સાચું બોલવું એ સદા સારૂં છે, જૂઠું બોલવાથી ઘણું દુઃખ આવી પડેછે; માટે તમે હજારો ઉપાય કરી જુઓ. પણ સુખ તો સાચાથીજ થાયછે. (૨). સાચું બોલવાથી સદા આપણું કામ થાય, પણ જૂઠું બોલવાથી કદી થાય નહીં; કેમકે જુઓ કે કાગળની હોડી બનાવીને તે દરિઆમાં મૂકો તેથી દરિઓ તરાતો નથી, (તેમ જૂઠું બોલવાથી આપણું કામ કદી થતું નથી ). ( ૩ ).

---

### પાઠ ૩૨મો.

ઘેટાં ( ના ) મેંઢાં.
કાતરવું (ક્રિ) કાતર વતી કાપવું.
ધાબળીઓ (ના) ઉનનું પહેરવાઓઢવાનુંલૂગડું.
કામળો ( ના ) સુમાળો.
ભરવાડ=ઘેટાં ચરાવનાર.
શેનો (વિ) કઇ ચીજનો ?
દીઠાં ( કૃ ) જોયાં.
નિમાળા (ના)બાલ, વાળ.
ઊન (ના) ઘેટાંના બાલ.
કામળીઓ (ના)નાના સુમાળા.
ટાઢ ( ના ) ઠંડ, હીમ.
બિચારાં (વિ)બાપડાં, ગરીબડાં.
ઉનાળો=તાપની મોસમ.
એસિવાય(અ)એ વગેરે, એથી બીજા.

### પાઠ ૩૩ મો.

ઝરવું(ક્રિ) વહેવું, ટપકવું.
લીંબોળીઓ (ના) લીમડાનાં ફળ.
રોગ(ના)મરજ, વ્યાધી.
પોપટિઆ (વિ) લીલા, પોપટ જેવા રંગના.
પેટી(ના) નાનો પેટારો.
રાયણ (ના) લીંબોળીના જેવો પીળો મેવો.
ગળી (વિ) મીઠી.
વિખ(ના) ઝેર, સોમલ.
ઓસડ(ના)દવા.
ઠેકાણે (અ) જગોએ.

**પાઠ ૩૪મો.**

ધાન્ય (ના) અનાજ.
ડુંડું(ના)કણસલું.
ઉંબી (ના)ઘઉંની કંડી-
પૈસાદાર (વિ) તાલેવંત, માતબર, ધનવાન.
કડબ(ના) જારબાજરીનાં લાંબા સાંઠા.
કણસલું (ના) ડુંડું.
પૂળા (ના)કડબના ભારા.
બાજરીઉં (ના) બાજરીનું કણસલું.
વવાય(ક્રિ) રોપાય.
જાર (ના) જુવાર.
શિઆળો=ટાઢની મોસમ
સાંઠા (ના)અનાજના ઉભા સોટા.
ઢોર=ચોપગાં જનાવર.
મસળેછે(ક્રિ) ચોળેછે.
દળીને(કૃ)લોટ કરીને.
લોટ (ના) આટો.

**પાઠ ૩૫મો.**

તલસરા(ના) તલનીશીંગ
શેરડી(ના) ગળ્યા રસનો સાંઠો.
શીંગ(ના) ફળી.
જવ (ના) એક જાતનું ધાન્ય.
કઠોળ (ના) મગ, ચણા, વાલ, વટાણા વગેરે ધાન્ય.
ડાંગર(ના) ભાત.
પોપટા(ના) ચણા ફળી.
સર્વે(વિ) સઘળા, બધા.

## ( કવિતાની સમજુતી ). ( ૧૦ ).

બાજરીનાં ડુંડાંમાં બાજરી ને કણસલાંમાં જુવાર જોઇએ (થાયછે) તેમ કંઠીમાંથી ઘઉં, ડાંગર, ને જવ એ ત્રણે થાય છે. ( ૧ ). તલ છે તે તલના છોડવામાં થાય છે, ને કઠોળ એટલે વાલ, વટાણા, મગ, વગેરે, શીંગોમાંથી થાયછે, તેમ ચણા ચણાફળીમાં થાયછે, ને શેરડીમાંથી શાકર અને ગોળ થાયછે. ( ૨ ). ચોમાસાના ચાર મહિના એટલે ( અશાડ, શ્રાવણ, ભાદરવો ને આસો ) એમાં જુવાર, બાજરી તૈયાર થાયછે ને શિઆળામાં ( કારતક, માગશર, પોસ ને માહા ) એ ચાર મહિનામાં ઘઉં ને ચણા થાયછે. ( ૩ ).

**પાઠ ૩૬મો.**

ધરતી(ના)જમીન, ભૂમી
કિલ્લા (ના) ઉંચા ઘટ, બુરજ.
નાળાં (ના) વહેતોઝરો, નાની નીક, નદી.

મરડિઆ(ના) છીપકવ-વાના ધોળા કાંકરા.
પહાડ(ના મ્હોટા ઊંચા સાથે જોડાઇને લાંબા ગયેલા ડુંગરો.
લુગડાં (ના) કપડાં.
તરસ (ના) સોસ.
મટાડેછે (ક્રિ) દુર કરેછે, હોલવેછે.
ખેતર (ના)અનાજ તથા ઘાસ પાકેછે તે જગો.
કાંઠે (ના) કિનારે.
એકાએક (અ) એકદમ, ઉતાવળે.

પાઠ ૩૭ મો.

રાન(ના) વન, જંગલ.
માણેક(ના) કીમતી જવાહીર.
અનેક (વિ) ઘણાં, બહુ.
જમરૂળ (ના) જમરૂખ.
પદાર્થ (ના) ચીજ, વસ્તુ.
જાંબુ (ના) એક જાતનું ઠળીઆવાળું ફળ.
હીરા ( ના ) ખાણમાંથી નીકળતો એક જાતનો કીમતી પદાર્થ.
વન (ના) રાન, જંગલ.
સરખા(વિ)સપાટ,બાબરી
ધાતુ ( ના ) સોનું, રૂપું ત્રાંબું, કલાઇ વગેરે.
તપેલી (ના) પાતેલી.
લોટા(ના) કળશીઆ.
લોટીઓ(ના) કસલીઓ.
પાળીઓ(ના) ચપ્પુઓ, છરીઓ,
જાત (ના) તરેહ, રીત.

પાઠ ૩૮ મો.

સેવા(ના) ચાકરી,બરદાસ
જંપવું ( ક્રિ )સુખે બેસવું ઠરવું.
દાઝ ( ના ) દયા, રેહેમ.
જન્મ (ના) જીંદગાની, અવતાર.
ઉછેરતાં (કૃ) મ્હોટાંકરતાં.
પજવતાં (ક્રિ)દુઃખ દેતાં.
સંસાર=દુનિઆ; પૃથ્વી.
હેત વહાલ (ના) પ્યાર.
સુખીઉં(વિ) સુખીઆરૂં, સુખી,
દુઃખીઉં(વિ)દુઃખીઆરૂં, દુઃખી.
વેદના(વિ) દુઃખ, પીડા.
ચડાવવું=કબુલ રાખવું.

પાઠ ૩૯ મો.

ગુણ=ઉપકાર. આભાર.
અવસર (ના) વખત.
ટગમગ ( અ ) ડગમગ, હાલ્યા વિના.
અમાપ (વિ)ઘણો, જેનો માપ નહી
ઘડી(ના)૨૪ મિનીટ, ૬૦ પળ.
બરદાસ ( ના ) સંભાળ.
ઉમર (ના) વય,જીંદગી.
દાસ (ના) ચાકર, સેવક.
ટકતો(ક્રિ)શોભતો, ઠરતો.
ખાજ (ના) ખાવાનું.
લેશ(વિ) જરા, જરાપણ.
વેઠીને (કૃ) ખમીને.
ઉપકાર=ગુણ, આભાર.
સમે (ના) વખતે, વેળા.

## ( કવિતાની સમજુતી ). ( ૧૧ ).

જ્યારે બચ્ચું નાનું હતું તે વખતે તેનો પગ ઘુજતો રહેતો નહીં. અને ખાવાનું પણ બરાબર ખવાતું નહીં. તેમ પોતાની મેળે ઉઠી શકાતું પણ નહીં, અને મનમાં જરાએ લાજ શરમ હતી નહીં ( ૧ ), એવાં

વખતે બચ્ચાંપર માબાપે દયા આણી, ને દુઃખ પોતે વેઠીને તેને સુખ આપ્યું, એ આભાર બચ્ચાં ઉપર માબાપનો મ્હોટોછે. (૨). કોઇ માણસ એવે વખતે જો રોજ બબે ઘડી ચાકરી કરે તો ચાકરી કરવનાર આખી જીંદગી સુધી તેનો દાસ થઇને રહે. ( ૩ ).

### પાઠ ૪૦મો.

બાવળ ( ના ) બાવળનું
લાકડું, બાવળના લા-
કડાનું ઝાડ. [ ખલી.
ઝાળ (ના) કાંટાવાળી ડા-
પુઠીઆં (ના)પૈડાને ફરતું
લાકડાનું ગોળ ચક્કર.
ફૂમતું (ના) રેશમનું ફૂલ.
તુરાશ (ના) ફીક્કાશ.
કુંડ (ના) છોથીબાંધેલો
ગોળ ઝરો.
નાઇડી (ના)નાઇ, પૈડાંની
વચમાંનું લાકડાનું ગો-
ળ ઠુંગરૂં.
ખરડા=બાવળની શીંગ.
ઉતરડવું (ક્રિ) સોરવું, ઊ
તારવું.
આરા(ના) પૈડાનીવચમાં-
ના ફરતાં લાકડાના
ગોળા કકડા.
આળાં (વિ) ગદગદાં,
પચપચાં, સુંવાળાં.
આથાણું (ના)આથણું.

પૂરો (વિ) બરાબર.
મજબૂત (વિ) ચીકણું,
જબરૂં.
ઝરેછે (ક્રિ)વહેછે,ટપકેછે.
ચીકાશ (ના) ચીક.

### પાઠ ૪૧મો.

શેખચલ્લી=ખોટા ખોટા-
બંગ ઉડાવનાર, ચળે-
લો માણસ.
તુરંગ (ના) ખોટા ખોટા
વિચાર, બંગ.
ઓહોળા(વિ)ઘણાં, મસ.
ધુણાવવું (કૃ) હલાવવું
માલિક (ના) ધણી, શેઠ.
ધાડવો(ના)માટીનો મોટો
ઘડો—વાસણ.
વેપાર ( ના ) રોજગાર.
મજુર=વેતરો, હેલકરી.
ઉઠવા (કૃ) આવવા
કુકડી (ના) મરઘી.
સારીપેઠે=બહુ, ઘણાજ.
એકઠા (વિ) ભેગા.
ઉપજશે (ક્રિ) પેદા થશે

કમાઇશ (ક્રિ) રળીશ.
પરણીશ=લગન કરીશ.
ફૂટી (કૃ) ભાંગી.

### પાઠ ૪૨મો.

ચણતર=ચણી લેવાનું
કામ
માળીલેવું ( ક્રિ ) નળીઆ
ચઢાવવાં. [ પગથીઉં.
ઓશરી (ના) ઓટલી,
સાદું=બંદોબસ્ત, કરાર.
હાટડાં(ના) તાકાં.
ભોંયરૂં=ઘરનાં ભોંય ત-
ળીઆ નીચેની આગ-
ળની ઓરડી. [ વળી.
છોવરાવવું= છો દેવડા-
મોભ=ઘરના માળનો વ-
ચલો આડો થાંભલો.
વળીઓ(ના) સાઇડીઓ-
વાંસ(ના) જેના ટોપલા
ટોપલી વગેરે બને છે-
તે (બાંબુ).
કાથો=નાળીએરની છા-
લની વળેલી દોરી.
પાયો (ના) મૂળ, ટેકણ.

કરા (ના) દીવાલ, ભીંત.
પછીત (ના) પછવાડેની ભીંત.
પાણીઆરૂં (ના) પાણીના બેડાં મૂકવાની ઓટલી.
જાળીઓ (ના) લોઢાના સળીઆ જડેલી બારીઓ.
ભો (ના) બીક, ધાસ્તી.
પરશાળ=પેહેલા ખંડના ભોંય તળીઆની જગો.
ઝટપટ=જલદી, તાકીદે.
રળીઆમણું=શોભીતું.

પાઠ ૪૩ મો.

બિરાજવું=દીપવું, શોભા આપવી.
પાટડાં=ભારવટીઆં.
મજાગરા, (ના) ચણીઆરાં, નર માદાના ચાપડા.
સાગ(ના)સાગનું લાકડું.
છજાનું (ના) છાજ.
છોલાણું (ના) છો દેવડાવવાનું કામ.
ચોરસાં (ના) ચોરા પથ્થર, ચોડી ઈંટ.
લુહાર (ના) લોઢાનો ઘાટ બનાવનાર.
છૂટ(ના)મોકળાસ, જગો.
મેડો (ના) માળ.
મણા(ના) કસર, ખામી.
છીંડો=ખડકી, વાડો.
દાદરો(ના) લાકડાના પાટીઆની નીસરણી.
નીસરણી(ના)વાંસ કે વળીનો દાદર, સીડી.
ખુંટીઓ(ના) ખીટીઓ.
તાકાં(ના) મોહોટા ગોખલા

પાઠ ૪૪ મો.

છાજવું=દીપવું, શોભવું.
મેના=મધુર રાગનું પક્ષી
ગાલીચા=જાજમ. (મોહોટું કીમતી બીછાનું).
ચૂનાળાં (વિ) ચૂનાંના, ચૂનોફેરવેલા.
કઠેરા (ના) લાકડાના પાટીઆ તથા લોઢાની જાળી જડેલો જરૂખો, રવેશ.
ભૂપતિ(ના)રાજા, પૃથ્વીપતિ.
નીર (ના) પાણી, તેજ.
હીંચકો (ના) હીંડોળો, ઝોલા.
ચિત્ર(ના)તસવીર, છબી.
સૂડા(ના) પોપટના જેવા લીલાં પીછાના પક્ષી.
ખાટ (ના) ખાટલો.
ખૂબ(અ) ઘણુંજ, મસરૂડાં=સારાં. સાભાવંતા.
ઘડ્યાં (ક્રિ) બનાવ્યાં.
રસોડાં(ના)રાંધણી, રસોઇખાનાં.
રૂપાળાં (વિ) શોભિતાં, ખૂબસુરતાં.
ચણ્યાં (ક્રિ) ચણી લીધાં.
દીશે=દેખાય, જણાય.
ખૂટે=ઘટે, ઓછું થાય.
મીઠા(વિ) મધુર, મધુરા.
શુદ્ધ (વિ) બરાબર, સાફ.
બેઠકો=બેસવાની જગો.
અગાશી (ના) ધાબું.
સેજ=ઢોલીઓ, પલંગ.
ખાસી(વિ)મજાની સારી.
બીછાવી(ક્રિ) પાથરી.
ભલા (વિ)સારા, મઝેના.

( કવિતાની સમજુતી ). ( ૧૨ ).

છજાં જાલીઆં, માલીઆં, ઘણાં સારા બીરાજેછે, ને બારીએ નાનાં

બારણાં પણ સારાં દેખાયછે; પાણીના બેડાં મૂકવાની ઓટલી ને રાંધવાની જગ્યો પણ શોભિતી બનાવી છે; ને તે ઈંટથી ચણી લઈને તે પર ચુનો ફેરવેલો દેખાયછે. ( ૧ ). ટાંકામાં જે પાણી ભરેલાં છે તે કદી ખૂટતાં નથી, તેમાંથી લોકો વાંકાં વળીને પાણી ખેંચી કાઢેછે; સુડા તે મેનાના જેવા સાફ મધુર શબ્દ બોલેછે, જેના પાંજરા પીત્તળથી જડી લઈને રૂંગેલાં છે. ( ૨ ). બેસવાની જગો, કઠેરા, ને અગાસી સારી બનેલી છે, ને સુવાને વાસ્તે ઢોલીઓ તથા મઝાનો હીંઢોળા ખાટ છે, તેમ ગલીચા મનને ગમે તેવા રીતે પાથરીને દિવાલના ઉપર રાજાઓની મોટી છબીઓ પાડી છે. ( ૩ ).

### પાઠ ૪૫મો.

સજડ (વિ) મજબૂત.
હણહણવું (કૃ) સણસણવું, ખોંખારવું
નસકોરાં=નાક આગળ દમ લેવાનાં બે કાણાં.
દાઢ (ના) મોંમાં બેવડા દાંત આગળની જગો.
ડાચું (ના) જડબું.
વાચા(ના)ભાન, બોલવાની સમજ.
નરસી=ખરાબ, નઠારી.
પોચો=નરમ, સુંવાળો.
કાણાં (ના) વેહ, છિદ્રો.
જાળવે=સાચવે, તપાસે.
ટેકો (ના) આધાર, મદદ.
ઝીણા(વિ) બારીક.
કકડા (ના) ટુકડા, કકડા.
ભૂકો=ચુગડો, કકડે કકડા.
સાદ (ના) અવાજ, સોર.
બરાડેછે=આરડેછે, પોકારે

### પાઠ ૪૬મો.

ખીજવું (ક્રિ) ચીડવું.
છેલાઈ(ના) છાકટાઈ, વરણાગી, તોર.
પગરખી(ના, જોડી, ખાસડી.
અડફૂટ (ના) આંટી.
પછડાઈને=અફળાઈને.
અટવાઈને (કૃ) આંટી આવીને.
ખોટું(વિ)ખરાબ, નઠારૂં.
અમથી(અ)ખાલી, વગર ખપની.
સ્વભાવ (ના) મીજાજ.
રીસાળ(વિ) તામસી.
પગથીઉં (ના) ઓટલી.
ફેંકી(ક્રિ) નાંખી, લાખી.
વાંસે=પછાડી, પાછળ.
ખાબોચીઉં (ના) નાનો ખાડો.
બગડયાં=ખરાબ થયાં.
ખબર (ના) સમાચાર.
હાલ (અ) હવાલ, દશા.

### પાઠ ૪૭મો.

અદેખાં (વિ) કીનાખોર. ઝેરી.
અવતરવું (ક્રિ) પેદા થવું.
ફેરકુરીઆં (ના) બોકીલા બોટીલાં, કૂતરીનાબચ્ચાં.
ખારીલાં(વિ) તીખા સ્વ- [ભાવનાં.
ગેલ(ના) લાડ.
બોટીલાં (ના) બોકાલાં, કૂતરીનાં બચ્ચાં.
પૂછડી (ના) પુચ્છ, દુમ.
વાંકી=વળેલી.

આડો(વિ)વાંકો, ઉંધો, કહ્યું માને નહીં તે.
અજાણ્યા ( વિ ) પારકા.
ઘૂરકવા (કૃ) દાંતીઆ કરવા, ચીડવા.
લાગ (ના) દાવ, તક.
બચકું(ના) ડાચું, કરડવુંતે
સઘળાં(વિ)બધાં.
જંપે(ક્રિ) સુખે બેસે, ઠરે.
ઉઘડે છે(ક્રિ)ખુલ્લી થાયછે.

**પાઠ ૪૮મો.**

ખીલવું (કૃ) પાંખડી છૂટી પડવી.
અંગ(ના) શરીર, શરીરનો ભાગ.
મૂળીઉં (ના) મૂળ, જડ.
વહુ=બાકું, કાણું, છિદ્ર.
ચૂસે(ક્રિ)સોસે, રસ ગળે.
નરી(વિ) એખલી.
પાંદડાં (ના) પાંતરાં.
કળી (ના) ખીલ્યા વગરનું ફૂલ
બતાવું (કૃ)દેખાડું.
વાવીએ ( ક્રિ ) રોપીએ,

**પાઠ ૪૯મો.**

લાગલાગટ (અ)રોજ રોજ, પાંચ સાત દિવસ સામટાં.
ખસખસ=અફીણનાબી.
ફણગો ( ના ) સણગો.
ડુળીઓ (ના) કળીઓ.
સીંચીએ ( ક્રિ ) રેડીએ.
સમજાશે (ક્રિ) ધ્યાનમાં ઉતરશે, ઠસશે.

**પાઠ ૫૦મો.**

વહેળો (ના) નાની નદી, નાળું, ઝરો. [કાંઠે.
તેડે (ના) તીરે, કીનારે,
ઉપકાર(ના)પાડ, આભાર.
ચટકો (ના) ડંખ.
બદલો(ના) અવેજ, પાડ.
આબરૂ(ના)માન, ઇજત.
ઝાંપ (ના) જાળ, ફાંદો.
તણાતી (કૃ)ખેંચાતી.
દયા (ના) રેહેમ, મેહેર.
વળગીને ( કૃ ) બાઝીને.
દિવસ (ના) દહાડો, દીન.
ઝટ (અ) જલદી, તુરત.
ચૂકવું(ક્રિ) ભુલવું,વીસરવું
પરમેશ્વર(ના)મ્હોટોઇશ્વર

**પાઠ ૫૧મો.**

ડાંગર (ના) ભાત.
ક્યારડા=પાણી ભરાયલા નાના ખાડા,ક્યારા.
પરાળ(ના) ભાતનું ઘાસ.
છાલાં (ના) છોતરાં.
ચોખા (ના) ડાંગરમાંથી નીકળેલા દાણા.
તરૂ (ના) નાના નાના કુમળા છોડ.
લીલાછમ (વિ) ઘણાજ લીલા(કાચીકેરી જેવા)
દાણા(ના) અનાજ, ધાન્ય
ખંખેરી (કૃ) ઝાપટી.
ઝાડકે (ક્રિ) વા દઇ કસતરકાઢે, ઉપણે.
નીપજાવે (ક્રિ) પકાવે.
ખેડૂત(ના)ખેતી કરનારા.
કરનાર (વિ) બનાવનાર.
ભારે (વિ) મ્હોટા, ઘણો.

**પાઠ ૫૨મો.**

માંજરી (વિ) ભુરા ડોળા વાળી.
ઘીઆળુ(વિ)ઘીએ ચોપડેલું, ઘી ઘાલેલું.
તલપ(ના) ડાચું.
તીણું (વિ) અણીવાળું.
લૂખું (વિ) ઘી વગરનું.
સમજુ (વિ) સમજણવાળી, અક્કલવંત,
વેર (ના)દુશ્મનાઇ, ખાર.
હળવે (અ) ધીમે, આસ્તે
સૂઝે(ક્રિ)દેખાય, જણાય.
તરત (અ) જલદી.

બિગાડ (ના) નુકશાન.

**પાઠ ૫૩મો.**

બીકણ (વિ) બીએ એવો નરમ, પોચો.
અજાણ્યું (વિ) પારકું, પરદેશી, કોઈદિહાડો જોયલું નહીં તે.
સોડ (ના) બાજુ, પાસે.
સામું (અ) તરફ.
બાઝી (કૃ) વળગી.
ગભરાયો (ક્રિ) અકળાયો,
કાદવ (ના) કીચડ.
ઉઠાડયો (ક્રિ) ઉભો કર્યો.

**પાઠ ૫૪મો.**

દરિઓ=સાગર, સમુદ્ર.
અગરીઓ (વિ) મીઠું પકવનાર.
રાશ(ના) મીઠાના ઢગલા.
ક્યારા (ના) નાના ખાડા.
અગર(ના)મીઠું પાકે તે જગ્યા.
ઉસરડવું(કૃ)સાંભરી લેવું.
કાંઠે (ના) કિનારે.
પડ (ના) થર.
ઢગલા(ના)ગંજ. [મારી.
મરોડી (ના) ચાકણી

**પાઠ ૫૫મો.**

પ્રમાણે (અ) રીતે.
ભણીગણી=લખી વાંચી, હોંશીઆર થઈ.
કોથળો (ના)પાંચ મણનો બોજો.
ઓહો(અ)અરે! વાહ!
શેરી(ના)ફળીઉં,મોહોલ્લો
નાકે (ના) છેડે, છેવટે.
મેડીઓ (ના) માળ.
ભાર (ના) બોજો,
એકીવારે (અ) એકદમ.
મેલેલા (કૃ) મૂકેલા.
સેહેલથી=થોડી મેહેનતે.
ડાહ્યા=શાણા, સમજુ.

**પાઠ ૫૬મો.**

પંથ (ના) રસ્તો, ધર્મ.
ખર (ના) ગધેડો.
પાણ(ના) પથ્થર.
એંધાણ (ના) નિશાની.
લહિઓ (વિ) સારા અક્ષરનો લખનારો,ભોમિઓ, જાણીતો.
છેદાયછે, (ક્રિ) ઘસાયછે.
પંડિત=વિદ્વાન, લાહેર.
નીપજે(ક્રિ)થાય, બને.
કપાય(ક્રિ) મટે, દૂર થાય.
ગાઉ (ના) કોસ.
અભ્યાસ (ના) મહાવરો.
કાયર (અ) હેરાન,દુઃખી,
આળસ (ના) સુસ્તી.
તોલ (અ) વજન.

## ( કવિતાની સમજુતી ). ( ૧૩ ).

માણસ ભણતાં ભણતાં વિદ્વાન થાય, અને લખતાં લખતાં સારા અક્ષરનો લખનારો બને; તેમ રોજ જો ચચાર ગાઉ ચાલ્યા કરે તો લાંબો રસ્તો હોય તે પણ કપાઈ જાય. (૧). પોપટ જેવો પશુ પણ શીખવ્યાથી શબ્દ બોલતાં શીખેછે; તો કાયર થઇને જે માણસ ભણવાથી આળસ કરે તેને ગધેડા જેવો જાણવો. ( ૨ ). કૂવા ઉપરના જે કાળા મ્હોટા પથરા, તે રોજ પાણી ભરવા જતાં દોરડાના ઘસારાથી ધીમે ધીમે ઘસાઇ જાયછે, એ નિશાનીનો દાખલો લો. ( એટલે એ

પથરા ઘસાયછે તો ગમે કોઇ મુરખ માણસ હશે ને તે મેહેનત લઇ શીખ-
વા માંડશે તો તેને શું નહીંજ આવડશે? ના, આવડશે. (૩).

**પાઠ ૫૭મો.**

જંગાલ=ત્રાંબાનો કાટ.
જસત } સફેત મેલા રં-
સીસું } ગની ધાતુ.
કાટ (ના) કીટ.
દીઠામાં (કૃ) જોવામાં.
નરી=સ્વચ્છ, ચોખ્ખી.
જવલ્લે (અ) કોઇવખત, કદાચ.
દેવતા=અગ્નિ, વસ્તેવ.
ગાળે (ક્રિ) પીગળાવે.
ચોખ્ખી(વિ)સાફ,સ્વચ્છ
ભારે(વિ)વજનમાં ઘણી.
ચળકતી (વિ) ઝળકતી.
માંજીને(કૃ) અજવાળીને.
ઝાંખું (વિ) તેજવગરનું.
નરમ(વિ)પોચું.

**પાઠ ૫૮ મો.**

ગદીઆણો (ના)૧૬વાલ, અડધો તોલો.
ઓગળવું (ક્રિ) પીગળવું.
વરક(ના)સોનારૂપાનાછેક પાતળાં પાનાં.
પતરાં(ના)ધાતુને ટીપીને પાતળાં પાનાં કરેલાં તે.
તાર (ના) ધાતુની લાંબી દોરી.
ટીપી (કૃ) ટપેરી.
રજ (ના) રજકણ, કણી.
તાવ(ના) આખો કાગળ.
ચિકાશ(ના) ચીક.
વાળ(ના)બાલ, નીમાળા.
મસ(વિ) ઘણો, બહુ.
તાપ(ના) ગરમી.
આંચ(ના) ઝાળ.
યાદ (ના) ફ્રેમ.

**પાઠ ૫૯મો.**

ડોસો(ના)ઘરડો માણસ.
અંચબો (ના) નવાઇ.
છેડવું(ક્રિ) અડકવું, બાઝવું
પૂરો(વિ) બરાબર.
સંપ (ના) એકમત, એક દીલ.
કને (અ) પાસે, સોડે.
ભારી(ના)બચકી.
મંગાવીને=અણાવીને.
કારણ=સબબ, મતલબ,
બળ (ના) જોર, કસ.
સંપસંપીને (કૃ) હળીમ-ળીને,
નબળા(ના) કમજોર.

**પાઠ ૬૦મો.**

ટીખળી (વિ) અટકચાળુ ઢોંગ કરે એવું, તોફાની.
અટકચાળાં (વિ) આડા, વવળાટવાળાં.
અડપલાં (વિ) અટકચા-ળાં કામ.
નિરાંત (ના) ચેન, સુખ.
ગસોફાં (ના) ગાલ, ડાચાં.
ભૂસકા (ના) કૂદકા.
માંકડાં (ના) રાતા મોંનાં વાંદરાં.
વગડામાં (ના) વનમાં.
ઉઘાડી (વિ) ખુલ્લી.
ચીડાય (ક્રિ) ખીજવાય.
વીંટાળીને(કૃ)લપેટીને.
લટકાવીને=ટીંગાવીને.

**પાઠ ૬૧મો.**

બાઇડીઓ(ના) બઇરીઓ
ચંડાળ (વિ) પાપી, દુષ્ટ.
શાહેદ(ના) સાક્ષી.
ઇનસાફ (ના) ફેંસલો.
અરે(ના) હાય, ફીકર.
દશા (ના) હાલ, હવાલ.
ગળેપડુ (વિ) ધાઇ પડુ, લુચ્ચી, પસરૂં.
વઢવાડ (ના)લડાલડી.

જણીઓ (ના) બાઇઓ.
ફર્યાદ=અરજ, રાવ, દાદ.
કડકા (ના) ભાગ, કડકા.
બરાબર (વિ) સરખા.
હુકમ (ના) ફરમાસ.
છાનીમાની(વિ)મુગીમુગી
બૂમેબૂમ (ના) ઘાંટેઘાંટા
ઉઠાવવું(ક્રિ) છોડું, મૂકું.
ખરી(વિ) સાચી, ખદ.
હવાલેકર્યો=સોંપીઆપ્યો, તપાસી આપ્યો.

**પાઠ ૬૨મો.**

વેળા (ના) વખત,સમય.
અઠવાડીઉં (ના)આઠ દહાડાની મુદ્દત.
ધ્યાન(ના) ચીત્ત, સરત.
અંગ્રેજ=ગોરા લોક, ટોપીવાળા, સીનોર.

**પાઠ ૬૩મો.**

પોહોર (ના) ત્રણ કલાક
મહિનો (ના) ૩૦ દહાડા.
આથમે(ક્રિ) અસ્ત પામે, ઘેર જાય.
મધરાત(ના)વચલી રાત.
પખવાડીઉં (ના) પંદરવાડીઉં

**પાઠ ૬૪મો.**

વા (ના) પવન.
શીશી (ના)કાચની નાની બાટલી.
વીંજણો(ના) પંખો.
વાયરો (ના) પવન. વા.
બફારો(ના) પસીનો,પરસેવો.
પવન(ના)વા, વાયરો.
વાસીને=દઈને, ઢાંકીને.
લોટો(ના) કળશીઓ.
થીર(વિ)હાલે ચાલે નહીં તે, એકની એકજ જગ્યાએ રેહે તે.
ઓળ્યો (કૃ) ડબોળ્યો.
બદલે(અ)જગોએ.
દબાવી (કૃ) બોળી.

**પાઠ ૬૫મો.**

લેહેરો(ના)વમળ,લીસોટા
ગતિ(ના) શક્તિ, બળ.
મૂજવું(કૃ) હાલવું, કાપવું.
પ્રવાહી (વિ) પાણી જેવો નરમ.
જુક્તી(ના)તદબીર, હીકમત.
નાદ(ના) અવાજ, સાદ.
ઇશારત(ના)ચિન્હ,નીશાની, સાન.
સાદ(ના) અવાજ,
કુંડાળાં=ગોળ ચકરડાં.
ઉપરા ઉપરી(વિ)એક પછી એક.
છેટે (અ) આઘે. દૂર.
ફલાણો(વિ) હરેક. મુકરર કરેલો.
અથડાય(ક્રિ) અફળાય.
ઘાટ(ના)ડોળ,(ઘડીને કરેલી બનાવટ.)
બેહેરાં (વિ) કાને સાંભળે નહીં તે.
ઘરડપણ (ના) બુઢાપણ.
જન્મબેહેરાં (ના)જન્મે ત્યારથી બેહેરાં.
મુંગાં(વિ)મોંઢે બોલી શકે નહીં તે.

**પાઠ ૬૬મો.**

ટાટ (ના) શણનું કપડું.
કાગદી (ના) કાગળ વેચનારો.
ઘુંટવું (કૃ) મોહોરો દેવો, સાફ લીસું કરવું.
ખેલ (ના) લાહી.
ઘા(ના) ધાયો, દસ્તો.
તા( ના ) તવ,આખો કાગળ.
સાહેબખાની(ના) ઉંચાસાહેબ લોકોને વાપરવા જેવા.

ડોળી દેવું,(ક્રૂ)ડબોળવું,બો-
ળી કાઢવું.
તાવ ( ના )આખો કાગળ.
ફટકડી (ના) ) ફટકી.
ચાળણી (ના) ચાણુણી, ઝીણા ઝીણા વેહેવાળું ધાતુનું વાસણ.
પલાળી (ક્રૂ )ભીનાણી.
સફેદ (વી)ધોળું, ઉજળું.
ઠરીને (ક્રૂ ) બંધાઇને.
કકરા ( વિ )ચરબડા, હાથ ફેરવીએ ને લીસા લાગ નહીં તે ).
લીસા ( ના )સાફ, ધુટેલા.
ઉંચા (વિ) સારા, કીમતી

**પાઠ ૬૭મો.**

મૂરખાઇ (ના) બેવકુફાઈ
દેશાવર (ના) પરદેશ, દે-
શાંતર.
ફાળ (ના) ધાશકો,ફિકર.
ઝળઝળીઆં ( ના )આંસુ.
ઠોઠમોઠ (વિ) મૂરખ, અ-
ણઘડ.
અભણ (વિ) વગર ભણે-
લો,મૂર્ખ.
નામું (ના)નામ, દફ્તરી,
કામ.
મથાળું=ઉપલો ભાગ.
ધણી(ના)વર,માટી.
ઠેઠ(અ) છેક, નાકે સુધી.
રોવા (ના) રડવા.
માઠી=ખરાબ, મુવાની.
ખબર ( ના ) સમાચાર,
સંધેસો.
ઉકલીને (ક્રૂ)ફાડીને.
રૂઓછો(ક્રિ) રડોછો.
પછવાડેથી(અ)પાછળથી
પછાડીથી.
પસ્તાવો (ના) અફસોસ.
લાજી (ક્રૂ)શરમાઇ, લજ-
વાઇ.

**પાઠ ૬૮ મો**

અભિમાન(ના) અહંકાર
નિશાની( ના )એધાણી,
ઇશારત.
સરદાર=સગદાર, ઉપરી.
અસાર. (વિ) સાર નહીં
તે, નઠારૂં.
રાય (ના) રાજા.
વેહેમ (ના) શક, સંદેહ.
ઉર (ના) દિલ, મન.
બકવું (ક્રૂ) લવવું, લવારો
કરેવો.
સારઅસાર (વિ) સારી
નઠારી વાત, સારૂં નઠા-
રૂં કામ.
અક્ષર (ના)હરફ, દસ્કત.
અપાર. (વિ) ઘણોજ, જે-
નો પાર નહીં તે.
જગ (ના) જગત, પૃથ્વી.
વડી ( વિ ) મ્હોટી.
શીખામણ (ના) ફાયદાની
વાત.

**( કવિતાની સમજુતી). (૧૪).**

મૂરખને માથે કંઇશીંગડાં ઉગીને તેની નિશાની હોતી નથી પણ જેને સારા નરસાનું કશું ભાન નથી તેનેજ મૂરખ સમજવો. (૧). જેનેએક હરફ પણ લખતાં વાંચતાં આવડે નહીં (કાળા અક્ષરને કુટી મારે,) ને મનમાં અહંકાર ઘણોજ રાખે તેવામાણસને પૃથ્વી ઉપર બધા મૂરખાઓનો સરદાર સમજવો ( ૨ ). મ્હોટી મ્હોટી વેહેમ ભરેલી ઘણી વાતોનો તે લવારો કરે,. પણ તે મૂરખનો રાજા કહેલી શીખામણ સાંભળતો નથી. ( ૩ ).

## પાઠ ૬૯ મો.

વૈતરૂં=મેહેનત, મજુરી.
આળોટવું(કૃ)ગોળાંટ ખાવાં, ગબડવું.
અમીર (વિ)મોટામાણુસ.
દાબડો (ના) ખાડો.
ધીરજ(ના) સબુરી, શાંતી
ખમી=સહી, સહન કરી.
હઠે (ક્રિ) પાછું ફરે, દબે, હારે.
મરજી (ના)ઇચ્છા, ખુશી
દેખાદેખી(કૃ) જોઇને.
ડોક (ના) ગરદન, ગળું.
ભાર (ના) બોજો.
લાજ (ના) શરમ.
સીધી (વિ) પાધરી.

## પાઠ ૭૦ મો.

ડેલું (ના) તબેલો. [દાર.
ન્યાલ (ના) ગબ્બર, પૈસા
પૂરૂં=બરાબર, પેટભરીને.
છોડાવ(ક્રિ) મુકાવ, મેલાવ.
દેખાયો (ક્રિ) જણાયો.
ખોતરતો (ક્રિ) ખોદતો, ખણતો.
ભેદ(ના) કારણ, મરમ.
ધન (ના) પૈસો, દોલત
ચરૂ (ના) ત્રાંબાનો બે કડા વાળો દેગડો.

## પાઠ ૭૧ મો

શેતૂર (ના) એક જાતનો મેવો પીપેરના આકારનો થાયછે.
ખદ ખદતું (ક્રિ) ઉનું ઉનું.
અબોટીઆં (ના) રેશમી લૂગડાં.
હીરાગળ (વિ) રેશમી.
પતંગીઉં (ના) એક જાતનો જીવડો.
ગજીઆણી (ના) ગજ પનાનું રેશમી કપડું.
તાતણો (ના) તાર.
મુગટા (ના) કોરણ વાળાં હલકાં અબોટીઆં.
મશરૂ (ના)રેશમી કપડું.
કોશેટા=ગોળ લાંબીદડી.
હીર (ના) રેશમ.
કીડા(ના) લાંબા જીવડા.
ભાતભાતના (વિ) જાત જાતના.
કીનખાબ (ના) કસબના બુટ્ટાવાળું રેશમી ઉંચું કપડું

## પાઠ ૭૨ મો

આખલો (ના) ગોધો, સાંઢ
મચ્છર (ના) ગણ ગણતો જીવડો,
માતેલો, (વિ)જબરો, ધરાયલો, મતવાલો.
નબળો(વિ) કમજોર, લુલો.
સાંઢ(ના)આખલો, ગોધો.
આંટો (ના) ચક્કર, ફેરો.
તોબા(ના)કાયર. કંટાળો.
તુચ્છ (વિ) હલકો, નીચ.
અહંકાર (ના) અભીમાન.
ધરાઇને (કૃ) તરપતથઇને.
ગણગણતો (કૃ) ગુણગુણ કરતો.
નીચ વિ) હલકો, તુચ્છ.
જબરા (વિ) જોરાવર.
પલક (ના) પળ, ક્ષણ.
કચરી (ક્રિ) કચડી, છુંદી.
પછાડે (ક્રિ)અફાળે, ઝીકે.
વેદના (ના) દુઃખ, પીડા.
ગાંડો (ના)દીવાનો, ઘેલો.

## પાઠ ૭૩ મો.

કરોળિઓ (ના) જાળામાં રેહેનારો જીવડો.
હરાવવું (ક્રિ)હંફાવવું, જીતી લેવું.
બેહેકવું (ક્રિ) છાકી જવું, વધારે બોલવું.
જાળું (ના) ફાંદો, ફાંસો.
જીતવું (ક્રિ) જીતી લેવું, હરાવવું.

શેર(ના) ૪૦ પૈસા ભારનું વજન.
ફુલાઇ= અહંકારે ભરાઇ.
સાંદાઓ(ના)ગોધો, સાંઢ
બરોબરી (વિ) સરખા સરખી, હરારીં.
ગર્વ(ના) અહંકાર.
હસવા(ક્રિ) મજાક કરવા.
નજ (અ) નહીં, ના.
ફાંફાં(ના) ખોટી મેહનત, વલખાં.
અટવાતો (ક્રિ) આંટીમાં આવતો.
જીતનાર(ના)જીતી લેનાર, ફતેહ પામનાર.
કેવળ=બીલકુલ, તદન.

**પાઠ ૭૪મો.**

કોમળ=નાજુક, કુમળું.
રમુજી(વિ)ખુશલાગેએવું.
ચંચળ (વિ) હોંશીઆર.
પટા (ના) લીસોટા, કાપા.
રૂવાટાં (ના) ઝીણાં ઝીણાં બાલ.
ચિતારો=ચિત્રપાડનાર.

**પાઠ ૭૫ મો.**

છેતરવું (ક્રિ) ઠગવું.
પાપ(ના)નઠારૂંકામ, નઠારાં નામનો દોષ.

દડિઓ (ના) પડીઓ.
સૂકવવું(ક્રિ)ખસેડવું.
કરડી(વિ)આકરી, સખત
નાત=જમણવાર, વરો.
બગડયું(કૃ)તપતભરાયો.
સરત(ના)નીઘા, ધ્યાન.
છેતરાઇ(કૃ)ઠગાઇ.
વહાલી(વિ) પ્યારી.
નાનપણ (ના) બચપણ.

**પાઠ ૭૬ મો.**

ઘડી(ના)૨૪ મિનિટ.
પળ(ના)લેહેજો.
તરતું(ક્રિ)અતરંગરેહેતું.
મંદિર=દેરૂં, દેવસ્થાન.
ટંકોટંક(વિ) માથાસુધી.
જોશી (ના) જ્યોતિષ વિદ્યા જાણનારા.
ડુબી જવું(ક્રિ)બુડી જવું.
કોષ્ટક (ના) કોઠો.
માપ=ભરત, પરમાણું.
વાપરતા ( ક્રિ ) કામમાં આણતાં.

**પાઠ ૭૭મો.**

ભારે (વિ)કીમતી,મોંઘી.
મોહર(ના)પંદર રૂપીઆની કીમ્મતનો જુનો સોનાનો) શિક્કો.
કસબ=જર, કીનખાબ.

પાલવ (ના) કોર.
વેઢ (ના) વેળીઉં.
કંદોરો (ના) કેડેઘાલવાનું ઘરેણું.
કિમત (ના) મૂલ, ભાવ.
ઉપડે (ક્રિ) ઉચકાય.
સુંદર (ક્રિ)સારાં,મઝાનાં.
કંડી=સોનાની સાંકળી.
તાલેવર ( વિ ) પૈસાદાર.
તોઇ (ના) રીત.

**પાઠ ૭૮મો.**

નાખુશ ( વિ ) દલગીર.
ટટાર(વિ)સીધો, પાધરો.
ખુશી(ના)હરખ,સંતોષ.
નાખુશી (વિ) દલગીરી,
પોતીકા (સ) પોતાના.

**પાઠ ૭૯મો.**

વાચા(ના) ભાન,બોલવાની સમજ.
ભાન(ના)સમજ, અક્કલ.
શાવાસ્તે (અ) કેમ? શાને માટે?
પુણ્ય (ના) ધર્મ, દાનનું આશીષ.
કશું=કંઇપણ, જરાએ.

**પાઠ ૮૦મો.**

કાંચળી(ના)કાપડું, બાયડીનું ચોળી જેવું પેહે-

રવાનું કપડું.
પીઅર(ના) બાપનું ઘર.
મોસાળ(ના) મામાનું ઘર
હેત (ના) પ્યાર, ચાહેના.
હરખ(ના)ખુશી, આનંદ.
ઠેસે(ના) ઠોકરે.
પલળી (ક્રિ) ભીનાઈ,
બગડી (ક્રિ)ખરાબ થઈ.
રીસ(ના) ગુસ્સો,તામસ.
ઉતરી (ક્રિ) નરમ પડી.
વાંક(ના)તકસીર, ગુન્હો.
બાપડી (વિ)બીચારી,ગ-
રીબડી, રાંક.

પાઠ ૮૧મો.

નિંદે (ક્રિ) બદબોઈ કરે.
બળવંતા (વિ) જોરાવર.
કલેશ=કજીઓ, કંકાસ.
હળતા (કૃ)હળીનેરેહેનાર.
સંપી (કૃ) હળીમળી.
સુખચેન=મજા, સંતોષ.
શોક=દલગીરી, પસ્તાવો
ઘટે (અ) ઓછી થાય.
લેશ(વિ)જરા, જરાપણ.
ગીતો(ના)બાયડીઓરાગ
કાઢીને ગાયછે તે.

## ( કવિતાની સમજુતી ). ( ૧૫ ).

આપણે બંને ભાઇ ને બેહેન હળી મળીને સંપથી રમીએ તો ઘણુ સુખ થાય, લઢી વઢીને કંકાસ કરીએ તો જીવને ઉચાટ થાય, આબરૂ ઓછી થાય, ને વળી લોકો પાછળ બદબોઇ કરે( ૧ ).જે આપણો બાપ (ઇશ્વર) મ્હોટો જોરાવર છે, તે ઇશ્વર હમે સદા હળીમળીને રહીએ એવું તું કર, કે જેથી નિરંતર સુખમાં દહાડા જાય, અને કોઇ દહાડો જરા પણ કજીઓ કંકાસ થાય નહીં . (૨). જે છોકરાં એક બીજા સાથે હળી મળીને રહેતા હોય, તે કોઇ દહાડો સામસામાં લડે નહીં. તેઓ સાથે રમી જમીને ગીતો ગાયછે, તેથી તેમની મા મનમાં ઘણી ખુશ થાયછે. (૩).

---

પાઠ ૮૨મો.

ટપકાં (ના) ઝીણાં ટીપાં.
ધૂમર(ના) ધુમ્મસ, દળ.
ઝમવું (ના) બંધાવું.
બરફ (ના) ઠરીને બંધાઇ
ગયેલું પાણી.
કરા(ના) હવામાંથીછુંદું-
પડીને બંધાયલું પાણી
રૂપ (ના) ડોળ, કાંતી.
ઠીબ (ના)માટીની ગાગર
કે દોરીઓનો ભાંગેલો
નીચલો ભાગ.
વરાળ(ના)બાફ, સેવાળ.
તાસક(ના)ઢાંકણું, ધાતુ-
ની રકાબી.
ગગન (ના) આકાશ.
ઠાર (ના) થંડ, હીમ.
વેગળેથી (અ) આઘેથી.
ઝાકળ (ના) ઓસ.

પાઠ ૮૩મો.

મધ્યમ (વિ) વચલા વાં-

ધાનું, સાધારણું.
પુષ્કળ (વિ) ઘણું, બહુ.
ઘમ (ના) ઉનો ચપકો
બરડો (ના) પીઠ, વાંસો.
સાંધા (ના) કટકા.
પાંસળીઓ (ના) પાસા તરફની હાડકીઓ.
ટેકીટેકીને (અ) અધેલી-ને, ટેકો દેઈને.
જડબાના (ના) ડાચાના.
ઝેરી (વિ) વીખવાળું.
થેલી (ના) કોથળી.
ભેગું (વિ) સાથે.
જખમ (ના) કરડેલી કે વાગેલી જગો.
પસરે (ક્રિ) ફેલાય.
ઘટતા (વિ) લાયક, જોઈએ તેવા.

### પાઠ ૮૪મો.

સિંહ=જનાવરોનો રાજા, મોટું ચોપગું પશુ.
જીવતદાન=નવો જન્મ.
મહારાજ (ના) મોટા રાજા, રાજાધીરાજ.
કાલાવાલા (ના) ખુશામત, વારેવારે કરગરીને કહેવું તે.
સામર્થ્ય (ના) જોર, બળ.
છાયે (ના) શોભે, ઓપે.
દોડાદોડ (કૃ) દોડ ધામ, નાસા નાસ, દીંગામસ્તી.
ગુનો (ના) અપરાધ, વાંક
માફ (ના) ક્ષમા, જવાદેવુંતે
ચાકરી (ના) સેવા.
ટાળીશ (ક્રિ) મટાડીશ.
શેખી=પતરાજી, વડાઈ.
વન (ના) રાન, જંગલ.
ગરીબડો=કંગાળ, રાંક.
ઘેલો (વિ) ગાંડો, નાદાન.

### પાઠ ૮૫મો.

હાજર (ના) તૈયાર.
તરણું (ના) તંખલું.
બજાવશે (ક્રિ) કરશે.
દાસ (ના) ચાકર, સેવક.
જાળ (ના) ફાંદો.
છુટાયું (ક્રિ) નીકળાયું.
અકળાયો (ક્રિ) ગભરાયો
બુમો (ના) પોકાર, ઘાંટા.
બદલો (ના) અવેજ, પાડ.
કાતરી (ક્રિ) કરડી.
પ્રસંગ (ના) વખત, સમય.

### પાઠ ૮૬મો.

સાંઠીએ=કરાંઠી, સોટીઓ
રેસા (ના) દોરા, કુંચા.
બોયાં (ના) કાઠાં, કરચાં.
સુતળી (ના) સણના રેસાની દોરી.
ટાટપટી=સુતળીનાં ટાટ.
દીવાસળી (ના) દીવા કરવાની સળી.
માણસપૂર (વિ) માણસ જેવડાં, માથોડા પૂર.
ઝાઝાં (વિ) ઘણાં, બહુ.
ઉપાડી (ક્રિ) ઊંચકી.
મરડીને (કૃ) આમળીને.

### પાઠ ૮૭મો.

શિઆળવાં (ના) શીઆળનાં બચ્ચાં.
ભુંગળાં (ના) નળાં.
વાઢ (ના) શેરડી ઉગેલી તે જગો, ખેતર,
ખોલ (ના) ખોલ, ગુફા, ખંડેર.
ખંડેર (ના) ખંડિએર,
મેદાન (ના) લાંબી પોહોળી ખુલ્લી જગો.
ચોરીથી (ના) ચુપકીથી.
ટોળું (ના) જથ્થો.
મુએલાં (કૃ) મરી ગએલાં.
કુકડાં (ના) મરઘાં.
નુકસાન (ના) બિગાડ.
એકાંત (વિ) એખલાં.

### પાઠ ૮૮મો.

લોભીઓ (ના) લાલચું માણસ.
જમણુવાર=ન્યાતવરો.
પડપૂછ (ના) તજવીજ, તલ્લાસ.
લાભ(ના) ફાયદો, નફો.
તપેલાં (ના) પાતેલાં,
સંભાળી ( કૃ ) સાચવી, તપાસી.
વિઆયાં (ક્રિ) જણ્યાં.
બચ્ચાં (ના) છોકરાં.
ભૂલથી (ના)ગફલતથી.

## પાઠ ૮૯મો.

ધૂતારા=ધુતી લેનાર, સમજાવી લઈ જનારા.
નાદાન (વિ) ઘેલો, અણસમજુ.
આદમી (ના) માણસ.
ફરીને(અ)બીજી વખત.
નાત=જમણવાર, વરો.
ખપ (ના) જરૂર, કામ.
સુપ (ના) મુગો.
વસતા (ક્રિ) રેહેતા.

## પાઠ ૯૦મો.

વાણ(ના)ભીંડીના રેસાની દોરી.
ફેર (ના) તફાવત, ફરક.
ભીંડી(ના) શણને મળતી જાત.
ગરીબ (વિ) પૈસા વગરના, રંક, નિર્ધન.
ટકાઉ(વિ) મજબૂત.

## પાઠ ૯૧મો.

ખુંધ=ઢેકો, મ્હોટો ટેકરો.
રણ.(ના) રેતીનું મેદાન.
રેતાળ (વિ) રેતીવાળી.
ચરબી (ના) જનાવરના ચામડાના પાતળા પડમાંથી જે ચીકણી ઘી જેવી વસ્તુ નીકળે તે.
સંદેશો=સમાચાર, કેહેણ
પોષણ (ના) ગુજરાન
મુસાફરી(ના) ગાડીએ કે પગે ચાલતા એક દેશથી બીજે દેશ જવું તે.
સાંઢણી(ના) ઊંટની માદા, ( ઝડપથી ચાલનારૂં ઉંટ.)
તરેહવાર=અજબ રીતનું, ઓર તરેહનું,
ઝડપ=તાકીદ, ઉતાવળ.
બાવળીઓ (ના) બાવળનાં કાંટાનું ઝાડ.
સંકડાઇને (કૃ) સંકોચાઇને, દબાઇને.

## પાઠ ૯૨મો.

વનસ્પતિ(ના) લીલોતરી.
વેલા (ના) ભોંયપર પથરાતો છોડ.
બટાટા (ના) આલુબડા.
તાંદળજો=તાદળીઆંની કે ચોલાઇની ભાજી.
સુરણ=એક જાતનો કંદ.
મેથી(ના)મેથીની ભાજી.
રતાળુ=એક જાતનોકંદ.
તળવું=તેલમાં વઘારવું.
પોઇ (ના) પોઇની ભાજી.
સકરીઆં (ના)મીઠો કંદ.
અળવી (ના) અળવીની ભાજી.
બાફીને ( ક્રિ ) પાણીમાં રાંધીને.
કૂમળાં=નરમ, સુંવાળાં.
ચડે (ક્રિ) બફાય, રંધાય.

## પાઠ ૯૩મો.

સેકટો (ના)સરગુઓ.
અગથિઓ (ના) અગથીઆના ફૂલનું ઝાડ.
કડો=કડાના ફૂલનું ઝાડ.
લીલવા(ના) બીચ, દાણા.
ફોલીને (કૃ) છોલીને.
સુદ્ધાં (અ) સાથે,
રીંગણાં (ના) વેગણાં.

## પાઠ ૯૪મો.

પાર(ના) સામો ફીનારો.
માછી(ના) ઢીમર; માછ-
લાં પકડનારો.
સઢ (ના) ખાદીઓબાંધી
સાકટી સાથે સીવીને
વાહાણ ચલાવવા સા-
રૂ બાંધેલી તે.
ખારવા (ના) ખલાસી.
મછવો (ના)નાની હોડી.
હંકારવું=પાણીમાં ચલા-
વવું.
સીધું=ખાવાનું, ભથ્થું.
હલેસા (ના) ચાટવાં.
સામાન (ના) ચીજો.
તોપ (ના) મ્હોટી બંદુક.
ચાદરો=ખાદીની પીછોડી
ભાગ્યે=મુશ્કેલાઇથી.
સમાઈ (ક્રિ) માઇ.

પાઠ ૯૫મો.

રીંછ(ના)બીયામણું બા-
લવાળું જાનવર.
બિઆમણું (વિ) ભયંકર
મધમાખ(ના) મધ કર-
નારી માખી.
મધપૂડો. (ના)મધમાખ-
નોપૂડો.
મજબૂત (વિ) જોરાવર.
ભાવે (ક્રિ) સ્વાદ લાગે.

રાની (ના) જંગલમાંની
ભોગ (ના) કમબખ્તી.
ચટકા (ના) ડંખ.

પાઠ ૯૬મો.

ભચરડીને(કૃ)કચરડીને.
જવલ્લે=કોઇ વખત.
ભમતાં (કૃ) ભટકતાં.
થાક (ના) મેહેનત, શ્રમ.
પીઠ (ના) બરડો,વાંસો.

પાઠ ૯૭મો.

હલકી=થોડી કીમ્મતની.
મેળવણી (ના) ભેગ.
કંસારા (ના) ધાતુનાં વા-
સણ બનાવનારા.
કલાઇચિડા (ના) કલાઇનાં
વાસણ બનાવનારા.
ભેગ=મેળવણી.
વાળીએ(ક્રિ)મરડીએ.
દોહણી (ના) કલઈઓ,
છાસની તામડી.

પાઠ ૯૮મો.

ગોળીઓ (ના) સીસાની
લખોટી.
છરા(ના)નાની નાની સી-
સાની ગોળીઓ.
બંદૂક (ના) નાની તોપ.
કાંતીલોઢુ=ચીનાઇલોઢું.
વોહોરા (ના) હોરા લોકો.

કાંસું (ના) એક જાતની
બરડ ધાતુ.

પાઠ ૯૯મો.

રત (ના) મોસમ, વખત
કુંપળ=ફણગો, અંકોર.
મોર (ના) આંબાનાં ફુલ.
ટેટી (ના) ખડબુચાં.
આંબાગાળો=કેરી ગાળો,
કેરીનો રસ કાઢીને જ-
મવાસારૂ ભાઇભાંડું
વગેરેને તેડવા તે.
તરબુચ (ના) એકજાતનું
રસદાર ભુરા કોળા જેવું
મ્હોટું ફળ.
કલ્લોલ (ના) ચેનબાજી.
ટૌકા (ના) મધુર શબ્દથી
બોલવું તે.
રાએણ (ના) લીંબોડીના
જેવો મેવો.
બફારો (ના) પસીનો.
કોયલ (ના) કાળું મધુર
રાગનું પક્ષી.

પાઠ ૧૦૦મો.

ઘમઘોર (વિ)ચડી આવે-
લું તે, ઘેરાઇ ગયલું.
વીજળી (ના) વીજ.
ચમકારા (ના) ઝમકારા.
કડાકા (ના) અવાજો.

ગર્જના (ના) ગડગડાટ.
કાટકો(ના)મ્હોટોઅવાજો
પૂર(ના) ભરતી, રેલ,પાણીનું આવવું.
હેલી(ના)ઝડી, વરસાદ એ ચાર દિવસ સામટો આવે તે.
દુકાળ(ના)અનાજ પાણી નહીં મળે એવો વખત, કહી મોઘવારી.
તર(ક્રિ) તરપતં થાયછે, બરાબર પલ્લેલી.

## પાઠ ૧૦૧મો.

કપાસીઆ=કપાસનાબી.
ઠૂંઠવાવું=ટાઢે સીકડાવું.
કાલાં=કપાસનાં જીંડવા.
ડગલી(ના) નાની બેવડી અંગરખી.
હીમ(ના) ટાઢ, ઠંડ,ઠાંઠળ.
તેજાનો (ના) મસાલો.
સગડી (ના)કાંણાં કાંણાંવાળું માટીનું દેવતા રાખવાનું વાસણ.
કુંડાળું=ગોળ ચકરડું.
તાપણી=ઘાસ, બરોડા વગરે કરાંઠીનું બળતું.
મહા મહા=ઘણું ઘણું.

## પાઠ ૧૦૨જો.

ચુડા=બાયડીઓ હાથે પેહેરેછે તે.
દુશ્મન (ના) શત્રુ, વેરી.
રમકડાં ( ના ) બાળકને રમવાની ચીજો,
ઉપાડે (ક્રિ) ઉંચકે,
અટપટી (વિ)અઘરી,છુટે નહીં એવી.

## પાઠ ૧૦૩જો.

છત=સીલક, સંઘરો.
ભઠ્ઠી(ના) દેવતાનો આરો
ગોતર(ના)અનાજના છાલાં છોતરાં વગેરે.
કસણવું=ચોળવું, ગુંદવું.
લોંદો=લપકો, લચકો.
પણો (ના) ઝીણી રેત.
ચોકઠું=ચોખંડ સંચો.
અલગ(અ)અતરંગ,હાલે નહીં એમ.
જરૂર=પરવા, દરકાર.

## પાઠ ૧૦૪થો.

કોલ(ના) કેલ, છો કે માટીને પરાળીને ગારો કરેલો તે.
મટોડું(ના)ચીકણી માટી.
આધારે(ના) આશરે.

## પાઠ ૧૦૫મો.

ખલાસી (ના) ખારવા.
વહેરવું (ક્રિ) કરવતવતેચીરવું, પાંટીઆં પાડવાં.
કામડાં(ના) વાસને ચીરીને બે ભાગ કરેલા તે.
કરાઇ (ના) લાકડાં વેહેરનારો.
મોતીઆ(ના) નેવાં આગળની લાંબી લાકડાંની પાટલી.
સરડવું (ક્રિ)કામડાં ભરી લેવા.
પકવાસા (ના) લાકડાંની પાતળી ચીપો.
વળી (ના) સાકટી.
ભારોટીઓ (ના) પાટડા.
લગ (ના) ગે, સાકટો.
ઢાળ (ના)નીચો ઢોળાણ.
પીઢીઆં=જાડા સાકટા.

## પાઠ ૧૦૬ઠો.

ઓજાર (ના) હથિયાર.
કહોડ=લુવારની પેઢી.
ગજવેલ(ના)ખરૂં લોઢું.
અંન=અનાજ, ઇ.ણો.
એરણ (ના) જેના ઉપર સોની, લુવાર વગેરે ટીપેછેતે.
ધમણ (ના) દેવતા સળગાવવાને ફુંક મારવા-

ની ચામડાની ગુણ.
ક્રોધ (ના) નરાજ.
ખરડવા (ના) ચાપડા.
સામાન (ના) ચીજો.
પાળા (ના) ચપ્પુ, છરી,

પાઠ ૧૦૭મો.

ઠેઠ (અ) છેક
સાંસા(ના) તંગી, વાંધા.
નિરાશ (વિ)ના) ઉમેદ.
ગબડવું (ક્રિ) ઢળી પડવું.
સાંકડો (વિ)નાનો,
નીકાલ=છુટકો, તોડ.
વસમો (વિ) અઘરો.
અડોઅડ (અ)પાસેપાસે.
ડુંગર (ના) મ્હોટો ટેકરો.
ટેકરી(ના) નાનો ડુંગર,
ચોતરફ(અ) આસપાસ,
ચારે બાજુએ.
માર્ગ (ના) રસ્તો, રાહા.
કદાપિ (અ) કોઇ વખત.

પાઠ ૧૦૮મો.

તમાશો(ના)ખેલ, રમત.
ચતુરાઇ (ના) ડાહાપણ.
વખાણવું (ક્રિ) તારીફ ક-
રવા, સારૂં કહેવું.
અંતે (અ) છેલ્લે, છેવટે.
વાળ્યો (અ) મરડયો.
સંકડાઇને(ક્રિ) સંકોચ્યા-
ઇને, દબાઇને.
સમજણ=સમજ, બુદ્ધિ.
હઠ(ના) જીદ, મમત.
જીવ(ના)પ્રાણ, આત્મા.

પાઠ ૧૦૯મો.

જીંડવા(ના)દીંડવા.
રેટિંઓ (ના) રેંટ.
ચરખો (ના) કપાસમાંથી
કપાસિંયા સાથે રૂ-
જુદો પાડવાનો ના-
નો રેંટીઓ.
ખાદી ( ના ) હોટી,જાડુ
કપડું.
સુતરાઉ=સુતરનું બનેલું.
મલમલ (ના) ઝીણું ઉચું
લુગડું.
પોત (ના) કુમાસ.
જગંનાથી(ના) એક જા-
તનું ઝીણું લુગડું.
માદરપાટ(ના) સફેત ઘટ
કુમાસદાર લુગડું.
છુટા (વિ) જુદા, નોખા.
બાસ્તો (ના) એક જાતનું
કપડું.

પાઠ ૧૧૦મો.

બિંબ (ના) કીરણ,
લાલાશ (ના) રતાશ.
કરોડ (વિ)) સો લાખ.
ગાઉ (ના) કોશ.
તેજ(ના) નૂર, ચળકાટ.
ઝાડપાલો ( ના ) ઝાડનાં
ઝીણાં પાંદડાં.
ગરમી(ના) તાપ.

પાઠ ૧૧૧મો.

ચંદ્રમાં(ના) ચાંદ, ચાંદો.
આળાગો(ના)વાકોકાપો,
આવી રીતે,
દર્પણ (ના) આરસી.
પુનેમ (ના)પંદરમી તિથિ
અમાસ (ના) મહિનાનો
છેલ્લો દિવસ.
પૃથ્વી (ના) ગ્રહનું નામ.
દુનિઆ.
મુદ્દલ(વિ)બીલકુલ,જરા.

પાઠ ૧૧૨મો.

ઘડીયાળ(ના)વખત જા-
ણવાને સંચો.
મધરાત(ના)વચલી રાત.
કલાક (ના) ૨॥ ઘડી.
અંગ્રેજી=અંગ્રેજ લોકનું
અવર(ના)કલાક.
મિનિટ(ના) ૨॥ પળ.
ભાગ=હિસ્સો, પાંતી.

પાઠ ૧૧૩મો.

આભલાં(ના)વાદળાં.[શ
ગ્રહ(ના)સ્થિર તેજનોત.

જલદ=તીક્ષણ, કસદાર.
અજ્ઞાની(વિ)વેહેમ વાળા ભોળા, સમજણ વગરના.
શાકત(ના)જોર, બળ.
સેંકડો(વિ)સો, હજારો.
એકાદ(વિ)એક, કોઇપણ.
નવું જાનું=ફેરફાર, આફત,જોખમ, કજારજા.
પૂછડીઆ=પૂછડીવાળા.

પાઠ ૧૧૪મો.

મેલીએ(ક્રિ)મૂકીએ.
ઓછું(વિ)થોડું, જરાક.
વરાળ(ના)બાફ, સેવાળ.

પાઠ ૧૧૫મો.

મેહ(ના)વરસાદ, મેઘ.
તરશે(ક્રિ)શોષે.
કૃપા(ના)મેહેરબાની.
ઘટેછે (ક્રિ) લાયકછે.

પાઠ ૧૧૬મો.

સર્વવ્યાપક (વિ) બધે ફેલાયલો, બધે ફરતો.
આભાસ(ના)ઉજાસ.
ખોળવું (ક્રિ) શોધવું.
અંતર=દિલ, ભીતર.
આકાશ=વાદળ, ગગન.
ચાસ (ના) હળે કરીને ખેતરમાં જે લીટા પાડેછે તે.
કણી (ના) રજ, રજકણ.
વિશ્વપતિ (ના) જગતનો ધણી,પરમેશ્વર.
આસપાસ=આસેપાસે.
વાસ(ના)રેહેઠાણ, મુકામ
ઘાટ(ના)વેતરણ, તોડ.
તાત(ના)બાપ, ધણી.
જગકર્તા(ના)જગતનો બનાવનાર ઇશ્વર.
હાલું(વિ)ખાલી, અમથું.

## (કવિતાની સમજુતી). (૧૯).

આપણી આસેપાસે આકાશમાં ને ઘાસ તથા ચાસની પાસે પણ પરમેશ્વર છે. એવું મનમાં જણાયછે (૧). આપણે ભોંયતળીઆં નીચે ભોંયમાં પેશી કંઇ છુપી વાત કરીએ મનમાં કંઇ ઘાટ રચીએ (દગાનો કે કોઇને મારવાનો), તે બધું જગતનો બનાવનાર ઇશ્વર જાણેછે. (૨). એક જરા જેટલી રજ છુપાવવાને વાસ્તે આપણે ખાલી જગ્યા શોધીએ, તો કેથે પણ પરમેશ્વર વિના કોઇ જગ્યા ખાલી માલમ પડતી નથી. (૩).

પાઠ ૧૧૭મો.

શ્વાસ(ના)દમ,સાસ.
નાડી(ના)નાડ, ધ્વની.
મુડદું=લોથ, લાસ,સબ.
અણસમજુ (વિ) વગર સમજના, નાદાન.
ખાતરી(ના)નીશા, ખાતરજમા.

પાઠ ૧૧૮મો.

ભાવ(ના)હોંસ, ઉંમગ
ફૂડી(ના)નઠારી, માઠી.
ફાક(ના)ભપકો, દોર.
હાલો=ખાલી, અમથો.
ભેદ(ના)કારણ, પડદો.
આળ=તોહોમત, બટો.
છળ(ના)દગો, કપટ.
છુપાવવું=છાનું રાખવું.
શીખ(ના) શિખામણ.

પળી(ના)ધોળા બાલ,પળીઆં, સફેતી
રૂડી(વિ)સારી, મઝાની.
ઠગાઇ (ના) ઠગબાજી છળભેદ.
ખડેલું (કૃ) આખડેલું.
ડાઘ=કલંક, દુષણ, એબ.
ગળી (ના) નામોશી,(એક જાતનો કાળો રંગ).

## ( કવિતાની સમજુતી ). ( ૧૭ ).

હું તમને સુખે સારી શીખામણ શીખવું તે ધ્યાનમાં લો, પણ નઠારા લોકોની નઠારી શીખામણ માનો નહીં; ઉમંગથી ભણોને છુપી વાતના ભેદમનમાં સમજો, ને હું બાળકો એ વાતની અરે તમે મનમાં રાખો. ( ૧ ). નઠારી ચાલ ન ચાલો ને સારી ચાલ ચાલો, ને ઠગબાજીનો ખાલી ઢોંગ તમેમૂકી દો; કોઇનું ઘરેણું રસ્તામાં પડેલું કે કેથે આખડેલુ હોય, તે તમને જડે તો તુરત જઇને કોહો કે હમને જડેલું છે. (૨).જે માણસ કપટથી કે હીકમતથી કોઇને છેતરીને વાતછાની રાખે, તો તેથી તેની આબરૂ ઘટે ને લોકોમાં કાળી ટીલી આવે; પછી જ્યાં સુધી સફેદ પળીઆં આવે (મરે ત્યાંસુધી) તે ગળીનો ડાઘ કેમ કર્યો છૂટતો નથી, એટલે (કાળી ટીલી આવી હોય તે મટતી નથી). (૩).

**પાઠ ૧૧૯મો.**
વસ્તુ(ના)ચીજ.
પ્રાણી (ના) જેને જીવછે ને જે અહીંથી તહીં ફરી શકેછે તે.
મુલક(ના)દેશ.
સંધાં(વિ)સઘળાં, બધાં.

**પાઠ ૧૨૦મો.**
મોગરો(ના)એક જાતનું સફેત ખુશબોદાર ફૂલ.
મળપણ(ના)મીઠાસ.
ચંબેલી(ના)એક જાતનું સફેત ફુલ.
સુગંધી(વિ)વાસ, સોડમ.
સાધારણ (વિ) વચલા વાંધાની, મધ્યમ.
સોરમ=સુગંધ, ખુસ્બો
પુરૂષ(ના)મરદ. ભાયડો.
ભલમનસાઇ(ના)દાનાઇ, સાલસાઇ, ભલાઇ.
પોચાઇ(ના)નરમાશ પણું

**પાઠ ૧૨૧મો.**
રસળવું (ક્રિ) બટકવું
વાણોતર(ના)ગુમાસ્તો, મેહેતો.
ઉઘરાણી (ના) આપેલા પૈસાની માંગણી.
પીતાંબર(ના)ઉંચું રેશમી ધોટીઉં.
જાન(ના)ગામડે જવાનો લગનનો વરઘોડો.
નુકશાન(ના)બિગાડ.
દળણું(ના)લોટ દળવાનું મજુરીનું કામ.
વિલા(ના)આપદા, વીપત.
કાપડીઓ (ના) દોશીવા-

મુબીઓ; કાપડવાળો.
બુજ(વિ) હલકો, થોડો.
પગાર=મુસારો, મહિનો.
માલ (ના) સોદો.
વાયદો (ના) ઠરાવ, ઠેરવેલો દહાડો.

## પાઠ ૧૨૨મો.

અબરખ (ના) એક જાતનો સફેત પારદર્શક પડવાળો પથ્થર.
મદારી (ના) ખેલ કરનારા, બાજીગર. નટ લોકો.
નીસર્યા (ક્રિ) નીકળ્યા.
સોંઘા (વિ) સસતાં.
હર (વિ) દર, એકેક.
મગન (ના) ખુશ,
લેખવ્યું (ક્રિ) ગણ્યું, ગણકાર્યું,
મજા (ના) રમૂજ, ગમત.

## પાઠ ૧૨૩મો.

ગ્રહસ્થ (ના) મ્હોટા કુળનું આબરૂદાર માણસ.
સમાલવા (કૃ) તપાસવા.
ભીડાભીડ (ના) કચડા કચડી.
સંપાઇને (કૃ) દબાઇને.
વાસેલું (કૃ) દીધેલું.
પાડોશી (ના) પાસેના ઘરમાં રેહેનારા.
ઉદાસ (વિ) દલગીર.
વીલે (વિ) ઝાંખે, ઝંખવાણે.
રજા (ના) છુટી, બરતરફી.
ઠપકો ના) દોષ.
ફેરો (ના) ચક્કર, આંટો.

## પાઠ ૧૨૪મો.

સ્વર (ના) અથી અઃસુધીમાંનો ગમે તે એક અક્ષર.
બારાખડી (ના) ૫૬.
તોતડા (વિ) બોબડા.
વ્યંજન (ના) કથીળ સુધીમાંનો ગમે તે એક અક્ષર.
જોડાક્ષર (ના) જોડેલા દસ્કતો.
અતડું (વિ) ખરાબ, તોછડું.
શબ્દ (ના) બોલ.

## પાઠ ૧૨૫મો.

ભાન (ના) વકુફ, સમજ
ટેરવું (ના) ટેભું, અણી.
અવાળું (ના) અગાડીના ઉપલા દાંત ઉપરની સુંવાળી જગ્યા.
સ્પષ્ટ (ના) ખુલ્લું, સાફ.
વાક્ય (ના) બે અથવા તેથી વધારે શબ્દ એકઠા થયાથી જે ઇબારત બંધાયછે તે.
અડાડીને (કૃ) અડકાડીને.
ઈધાડવું (કૃ) ખુલ્લું કરવું.

## પાઠ ૧૨૬મો.

કાળજી (ના) ધ્યાન, નીઘેબાની, ચેટક.
કબુલત (ના) કરાર, વચન.
મુચરકો (ના) કબુલાતનો લેખ-દસ્તાવેજ.
ભેળી (કૃ) મેળવી.
વિરામચિન્હ (ના) વિસામો લેવાની નિશાની.
અટકવું (ક્રિ) થોભવું.
ટપકું=ઝીણું મીંડું, બિંદુ.
ગુનેગાર (ના) અપરાધી.
દરજ્જો (ના) મેરાઇ, હુદ્દો.
ચોખ્ખું (વિ) સાફ, ખુલ્લું.

## પાઠ ૧૨૭મો.

જવાબ (ના) ઉત્તર.
સંભાળ=તપાસ, નીઘા.
ઢબ (ના) રીત, છટા.
પ્રત્યેક=દરએક, હરેક.
શુદ્ધ (વિ) ખરો, સાફ.
ઉતાવળ (અ) તાકીદ.
મહાવરો (ના) આખેપ.

નયમ(ના)ધારો, કાયદો.
ઘાંટો (ના)સાદ,સોર.

**પાઠ ૧૨૮મો.**

બાળબોધ (ના)બ્રાહ્મણી.
લિપિ (ના)ભાષા, બોલી.
અનુસ્વાર=મીંડું, બિંદુ.
ગુજરાતી=ગુજરાતની.
સળંગ=આખી, બધી.
ધર્મપુસ્તક=ધર્મની વાતની ચોપડી.
મૂળાક્ષર(ના)પેહેલા શરૂઆતમાં શીખવાના દસ્કતો.
ધોરણ (ના) રીત,રસ્તો.
બ્રાહ્મણી (ના) બાળબોધ.
બોલી (ના) ભાષા,લિપિ.
ઓળખવાને(ક્રિ) પીછાનવાને, જાણવાને.

**પાઠ ૧૩૦મો.**

ઇનામ(ના)શીરપાવ, ખુશી બદલ કંઇ બક્ષીસ આપવું તે.
વિસ્વાસ(ના)ભરોસો.

**પાઠ ૧૩૧મો.**

મુસ્કેલ(વિ)અઘરૂં, મુશીબત.
ઉમેરવી(ક્રિ)વધારવી.
જોખવું(ક્રિ)તોળવુ.

**પાઠ ૧૩૨મો.**

ચતુર(વિ)શાણો, ડાહ્યો.
ઝવેરી (ના) હીરા માણેક વગેરેનો વેપારી.
ઝવેરખાનું(ના)હીરા માણેક મોતી વગેરેનો ભંડાર ભરેલો તે.

**પાઠ ૧૩૩મો.**

ધનવાન(વિ)પૈસાદાર.
ફેલ (ના) ઢોંગ, ધતુંગ.
ફોસલાવી (ક્રિ) પટાવી, સમજાવી.
ફકીર (ના) સાધુ, ભીખ માંગનારો.
ધમકાવીને (ક્રિ) ધુરકી આપીને, ધમકી દઇને.

**પાઠ ૧૩૪મો.**

ભાળ્યો(ક્રિ)દીઠો, જોયો.
કાગ(ના)કાગડો.
પાંખાળો(વિ)પાંખવાળો.
રૂપાળો(વિ)સારો, મધુર.
ભોળું( વિ) નીખાલસ, કપટી નહીં તે.
ખળ(વિ)લુચ્ચું, કપટી.
લક્ષણ=ગુણ આચરણ.
દીસછે(ક્રિ)દેખાયછે.

**(કવિતાની સમજુતી). (૧૮).**

ઝાડપર માળો બાંધવા બેઠો એવો એક કાગડાને જોયો, તે બે પાંખવાળો બોલતો હતો, પણ તેનો રાગ સારો હતો નહીં.

**પાઠ ૧૩૫મો.**

આંકડા=અંક, નંબર.

| |
|---|
| તરેહ (ના)રીત, પ્રકાર. |
| પુસ્તક(ના)ચોપડી,ગ્રંથ. |

મેળવી (ક્રિ) સરખાવી,મુકાબલો કરી.

## ( भूगोळ विषे. )

### दिशाओ.

**સવાલ—છોકરાઓ બોલો તો દિશાઓ કેટલી છે?**

જવાબ—દિશાઓ ચાર છે; ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમ.

સ—દિશાઓ કેમ પારખવી તે તમે જાણો છો?

જ—હાજી. સૂરજ ઉપરથી, સૂરજ ન દેખાતો હોય તો ધ્રુવના તારા ઉપરથી; અને તે તારો પણ નહીં દેખાતો હોય તો વહાણના હોકાયંત્રથી.

સ—પૂર્વ અને પશ્ચિમ દિશા કેમ જાણીએ?

જ—જેણીગમ રોજ સૂરજ ઉગતો હોય તે પૂર્વ દિશા, અને સાંજે આથમતો હોય તે પશ્ચિમ દિશા જાણવી.

સ—ત્યારે ઉત્તર અને દક્ષિણ દિશા કેમ જાણીએ?

જ—આપણે પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહીએ, તો જેણીગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર, અને જેણીગમ આપણો જમણો હાથ આવે તે દક્ષિણ દિશા જાણવી.

સ—ત્યારે હોકાયંત્ર, અને ધ્રુવના તારાએ કરીને દિશા શી રીતે જણાયછે?

જ—હોકાયંત્ર એટલે વહાણનો હુકો તે મ્હોટા વહાણોમાં ખલાસી લોકો રાખેછે, તે અંધારી રાતે તેમને બહુ કામ લાગેછે. તે હોકાયંત્રની સોય હમેશાં ઉત્તર દિશા તરફજ રેહેછે, તેમ ધ્રુવનો તારો એ પણ ઉત્તર દિશાએ હંમેશાં ઉગે છે. એ રીતે ઉત્તર દિશા જણાય એટલે પછી બીજી દિશા જાણવી સેહેલ છે. એટલું યાદ રાખી મૂકવું કે ઉત્તરની સામેની દક્ષિણ દિશા, અને પૂર્વની સામેની પશ્ચિમ દિશા છે.

## ( व्याख्या ).

સ—છોકરાઓ બોલો, તમે નકશો જોયો છે? નકશો તે શું?

જ—હાજી, નકશો એટલે આખી પૃથ્વી કે તેનો કોઇ ભાગ, કે દેશ કે શેહેર વગેરેનો જે નમુનો તે.

સ—દેશ કોને કહીએ?

જ—જેમાં ઘણાંએક પ્રાંતો, ઇલાકા વગેરે આવેલાં તે.

સ—પ્રાંત કોને કહીએ?
જ—જેમાં ઘણાં એક સંસ્થાન, જીલ્લા, તથા માહાલ આવેલાં તે.
સ—ઇલાકો એટલે શું?
જ—જેમાં ઘણાં એક શેહેરો તથા ખંડિઆ મૂલકો આવેલાં તે.
સ—જીલ્લો કોને કહીએ?
જ—જે ઘણાંએક પ્રગણાં મળી થયલો તે.
સ—પ્રગણું એટલે શું?
જ—જેમા નાનાં નાનાં ગામો ઘણાં આવી એક તાલુકો બંધાયલો તે.
સ—ગામ કોને કહીએ?
જ—જ્યાં કે થોડાંક ઝુંપડાં (ઘર) ની વસ્તી હોય તે ગામ.
સ—ત્યારે ગામડું કોને કહીએ?
જ—જ્યાં ઘણાજ થોડાં ઝુંપડાં જેવાં ઘરની વસ્તી હોય તે.
સ—તાલુકો એટલે શું?
જ—તાલુકો તો જે પ્રગણું કરીને કેહેવાયછે તે.
સ—કસ્બો કોને કહીએ?
જ—પ્રગણાનું જે સૌથી મ્હોટું ગામ તે કસ્બો.
સ—શેહેર કોને કહીએ?
જ—જ્યાં મ્હોટાં મ્હોટાં છોબધ ને દારબંધ ઘર બાંધેલાં હોય, અને જ્યાં સારાં સારાં ચૌટાં તથા બજાર હોય ને જ્યાં ધમધોકારે સારો બેપાર ચાલતો હોય તે.
સ—બંદર એટલે શું?
જ—નદી કે દરિયા કાંઠે વેપારના મથકનું જે શેહેર આવેલું તે.
સ—રાજધાની એટલે શું?
જ—રાજગાદીનું જે મ્હોટું શેહેર તે.
શ—સંસ્થાન એટલે શું?

જ—રાજાઓના વસાવેલાં જે નાના નાના ખંડિયા મુલક તે.

સ—પૃથ્વીઉપર પાણીના કયા કયા ભાગો થયલા છે?

જ—નદી, સરોવર, અખાત, ઉપસાગર, સામુદ્રધુની, સમુદ્ર, મહાસાગર.

સ—પણ પાણીના મ્હોટા ભાગો કેટલા છે, અને તે દરેકને શું કહેછે; તેના નામ દો?

જ—તે પાંચ છે, અને તેમાંના દરેકને મહાસાગર કહેછે તેમનાં નામ ઉત્તર માહાસાગર, દક્ષિણ માહાસાગર, આટલાન્ટીક માહ.સાગર, પાસિફીક અને હિંદી માહાસાગર.

સ—પૃથ્વીપર જમીનનાં કયા કયા ભાગો થયલા છે?

જ—બેટ, સંયોગીભૂમી ભૂશીર, દ્વિપકલ્પ અને ખંડ.

સ—પણ જમીનના સૌથી મ્હોટાં ભાગો કેટલા થયલા છે, અને તે દરેકને શું કહેછે તેનાં નામ દો?

જ—તે ચાર છે, અને તેમાંનાં દરેકને ખંડ કહેછે, તેમનાં નામ; યુરોપ એશિયા, આફ્રિકા, અને અમેરિકા. એ શિવાય એક પાંચમો ખંડ છે તેને "આસ્ટ્રેલિયા" કરીને કેહેછે.

સ—અમેરિકા ખંડના કેટલા ભાગ થયલા છે?

જ—બે, ઉત્તર અમેરિકા ને દક્ષિણ અમેરિકા.

સ—નદી કોને કહીએ?

જ—જે પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળીને ઢળતી જગ્યામાં થઇને સમુદ્રને મળેછે તે.

સ—સરોવર કેને કહીએ?

જ—આસપાસ ચોતરફ જમીન આવેલી ને વચમાં પાણી તે.

સ—અખાત કોને કહીએ?

જ—જમીનઉપર ઘણો લાંબો ગયલો સમુદ્રનો જે ફાંટો તે.

સ—ઉપસાગર કોને કહીએ?

જ—અખાતનું મોં પહોળું થયલું તે.

સ—સામુદ્રધુની તે શું?

જ—જે સાંકડો પાણીનો ભાગ પાણીના બે મ્હોટા ભાગને સાંત્રે છે તે.

સ—સામુદ્રધુનીથી ને સરોવરથી ઉલટું શું?

જ—સામુદ્રધુનીથી ઉલટી સંયોગીભૂમી, અને સરોવરથી ઉલટો બેટ.

સ—સમુદ્ર, સાગર કે દરિઓ કોને કહીએ?

જ—માહાસાગર કરતાં જે નાનો પાણીનો ભાગ તે.

સ—ત્યારે માહાસાગર એટલે શું?

જ—માહાસાગર એટલે મ્હોટો સાગર અથવા દરિઓ; પૃથ્વી ઉપર ખારા પાણીના પાંચ ભાગ કીધા છે તેમાનો જે અકેકો ભાગ તે.

સ—બેટ કોને કહીએ?

જ—ચોતરફ ફરતું પાણી ને વચમાં જમીનનો ભાગ તે.

સ—સંયોગીભૂમી એટલે શું?

જ—સાંધનારી જમીન; (જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મ્હોટા ભાગને સાંધે છે તે.)

સ—ભૂશીર, ભૂશલાકા અથવા કેપ કોને કહીએ?

જ—જે જમીનની અણી લાંબી વધીને સમુદ્રમાં ગયલી તે.

સ—દ્વીપકલ્પ કોને કહીએ?

જ—જે જમીનનો ભાગ આસપાસ ત્રણ બાજુએ પાણીથી, અને એક બાજુએ જમીનથી વીટલાયલો તે.

સ—ખંડ કોને કહીએ?

જ—જમીનના મ્હોટા ભાગ જેમાં ઘણાં દેશો આવેલા હોયછે તે.

સ—ડુંગર, પાહાડ અને પર્વત કોને કહીએ?

જ—જમીનઉપર જે મ્હોટા ઉંચા ટેકરા હોય તે ડુંગરા; એવા ઘણા ડુંગર

સાથે જોડાઇને પૃથ્વીની સપાટીથી ઘણાં ઉંચા ગયલા તે પાહાડ અને એવા એવા ઉંચા પાહાડ જોડાઇને સાથે લાંબા પથરાયલા તે પર્વત કેહેવાયછે.

સ—ખાડી કોને કહીએ?

જ—સમુદ્રને મળવાની આગમજ ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મૂખ જે પહોળું થાયછે તેને ખાડી કહેછે.

સ—નદીનું મૂળ અને મૂખ તે શું?

જ—જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળેછે તે ઠેકાણાને મૂળ, અને જ્યાં નદી, સમુદ્ર અથવા દરિયાને મળેછે તેને મૂખ કેહેછે.

## मुंबई बेटनुं वर्णन.

અરબી સમુદ્રમાં મુંબઇ બેટ આવેલો છે. મુંબઇ શેહેરણી ઉત્તરમાં માહીમ, ધારાવી, સાયન, મનમાલ, માટુંગા અને ગવરી. દક્ષિણ બાજુએ કોલાબા, બેકબે અને ચોપાટી. પૂર્વમાં મુંબઇનુ બારૂં, શિવરી અને મીઠાંનાં અગર. પશ્ચિમમાં મહાલક્ષ્મિ, ખંબાલા, વરલી અને માહીમ. મધ્ય ભાગમાં દાદર, વડાલા, નાયગામ, પરેલ, ચીચપોગલી અને મીન્ડગુંટ મંડળી છે. **मुंबई शेहेरना मुख्य भागो. कोलाबा, कोट, एसप्लेनेड, धोबीतळाव, मारकीट, मांडवी, भूलेश्वर, खेतवाडी, उमरखाडी, गिरगाम, चोपाटी, मलबारहील, खंबालाहील, ताडदेव, कामाठीपूरा, भायखळा, मजगाम, चीचपोकली, परेल, नायगाम, वरली, सीवरी. दादर, माटुंगा, माहीम, धारावी, सीम.** નૈરૂત્ય કોણમાં **વાલકેશ્વર** જ્યાં ગવર્નર સાહેબનો બંગલો છે તથા હિંદુલોકનું દેવલ છે; તથા વાયવ્ય કોણમાં વડોદરા રેલવેના

સ્ટેશનો જે મુંબઇમાં આવેલાં છે તેના નામ કોલાબા, ચર્ચગેટ, મરીન લાઇન, ચર્નીરોડ, ગ્રાંટરોડ, મહાલક્ષ્મી, પરેલ, દાદર, માહીમ. જી. આઈ પી. રેલવેના સ્ટેશનો જે મુંબઇમાં આવેલાં છે તેનાં નામ, બોરીબંદર, મસીદબંદર ભાયખળા ચીંચપોકલી, કરીરોડ, પરેલ, અને દાદર.

**बंदरो**—નીકલ બંદર, માલેટ બંદર, એલફીન્સટમ બંદર, કરનાક બંદર, મસીદ બંદર, મજગામ બંદર, પાલવા બંદર, ટાંક બંદર અને બોરીબંદર , વાડીબંદર, કોલસાબંદર, કોળીબંદર છે.

**गोदी**—ત્રણ છે, કોટની, મજગામની અને એલફીન્સ્ટન બંદરની.

**कोलाबामां जाणवालयक जग्या**—દીવાદાંડી, લ્યુનેટીક એસાયલમ, કોલાબા ઓબઝરવેટરી, અને પાન્ડેની ધર્મશાળા.

**तळाव**—નાયગામનું તળાવ, પરેલનું તળાવ, કાવસજીપટેલનું તળાવ બાબુલાનું તળાવ, સાંકળીકું તળાવ, મુંબાદેવીનું તળાવ, ભુલેશ્વરનું તળાવ, વાલકેશ્વરનું તળાવ અને મહાલક્ષ્મીનું તળાવ, ધોબીતળાવ, ગોવાળીયાતળાવ.

**कोटमां जाणवालायक जग्या**—ટાઉનહોલ, હાઈ કોરટ, તાર હાફીસ, સેક્રેટરી એટ હાફીસ, જેનરલ પોસ્ટ હાફીસ, એલફીન્સટન સરકલ, ખ્રીસ્તી લોકોનું દેવલ, ટંકસાલ, ગોદી. ભાયખળાના લત્તાપર જાણવાલાયક જગ્યાનાં નામ, જમસેદજી જીજીભાઈની ઇસ્પીતાળ, વિકટોરિઆ ગાર્ડન, અને એલફીન્સ્ટન કોલેજ.

**शोहेर**—હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર એક ટાપુમાં મુંબઈ શેહેર આવેલું છે તે એક અગત્યનું બંદર છે, અને અંગ્રેજ સરકારનું પશ્ચિમ તરફનું મુખ્ય શેહેર છે. મુંબઈ બેટ પેહેલાં ફીરંગી લોકોને તાબે હતો પણ ઇ૦ સ૦ ૧૬૬૧ માં પોર્તુગાલના રાજાએ બીજા ચાર્લસ રાજાને કન્યાદાનમાં આપ્યો હતો. મુંબઈ બેટના જે ભાગને હાલ કોટ કહેછે, તે ભા-

ગની આસપાસ ફીરંગી લોકોએ એ સંવસ્થાના રક્ષણને માટે એક મજબૂત કોટ બાંધ્યો હતો. એ કોટ ઈ. સ. ૧૮૬૬ માં અંગ્રેજ સરકારે ભાંગી નાંખ્યો, તોપણ તે નામ હજીસુધી ચાલે છે. કોટ અને બાહારકોટ મળી મુંબઈ શેહેરની વસ્તી આશરે ૮,૦૦,૦૦૦ માણસનીછે. એમાં વસ્તી ઘણુંકરીને હિંદુ, ભાટિયા, પારસી, ખોજા, વગેરેની છે. તેઓ ઘણા પૈસાદાર, મ્હોટા વેપારી અને લાખો રૂપીઆના ધણી છે. એ શેહેર સપાટ મેદાન છે. તેની આજુબાજુએ કેટલા ઉંચા ડુંગરા આવેલા છે. એ સપાટ મેદાન ૧૧ મૈલ લાંબુ અને ૩ મૈલ પોહોળું છે. તેનો વિસ્તાર-પથી ૭ મૈલનો છે.

એ શેહેરમાં વીલાયત, ચીન, જંગબાર વગેરે બહાર દેશાવરથી ઘણાંજાત જાતના યંત્રો તેમજ કાપડ, ચીનીખાતું, રેશમ કરિયાણું વગેરે પુષ્કળમાલ આવેછે; અહિંઆનાં ઘરોની બાંધણી ઘણીજ ઉંચી અને સરસ છે. જમીન પથ્થરની છે. અહિંયા પાણી આગળ કંઈ બહુ સારા નહોતાં; પણ હાલ દૂરના તળાવોમાં નળો મૂકી પાણી લાવેલા છે તેથી હાલ તે સારાં થયાં છે. એ ઇલાકાનું સૌથી મ્હોટું શેહેર છે, તેથી સૌથી મ્હોટા દરજાની ઇનસાફની કચેરી અહિંયાં છે. ઈલાકાના ઉપરી વડા અધિકારી નામદાર ગવરનર સાહેબ બહાદુર પણ અહિંયાં રેહેછે.

આસપાસ આવેલી જમીન પવનના જોસ્સાને તથા પાણીના ઉછાળીને ખાળી એ બંદરનું રક્ષણ કરે છે. દુનિઆમાં સૌથી મ્હોટામાં મ્હોટાં બંદરોમાંનું એ એક બંદરછે. એમાં વહાણો અને આગબોટો હમ્મેશાં જથાબંધ રહેછે, તે દુનિયાના સઘળા ભાગો તરફ આવજા કરેછે. એ બંદરમાં કેટલાક બેટ છે. તેમાંનો **ઘારાપૂરી** નામે ઘણો પ્રખ્યાત બેટ છે, કેમકે ત્યાં ડુંગરમાં કોરી દહેરાં બનાવેલાં છે, તેઘણાખરાલોકો જોવા જાયછે. બેટની જે બાજુએ બંદર છે તેજ બાજુએ પહેલાં કોટ હતો. એ ભાગમાં મ્હોટા

મ્હોટા વહેપારીઓની અને સાહુકારોની જોવાલાયક દુકાનો તથા સરકારી વસુલાત, ન્યાય, પોસ્ટ તાર અને બીજા ખાતાઓ છે અને તેઓને માટે રોનકદાર મ્હોટાં મકાનો બાંધેલા છે. કોટની પાસે અમદાવાદની રેલવે તથા કલકત્તા અને મદ્રાસની રેલવે મળેછે.

લંડન બાદ કરતા અંગ્રેજી રાજ્યમાં તે મ્હોટામાં મ્હોટું શેહેર છે; મુખ્ય કરીને તેમાં મરાઠી અને ગૂજરાતી ભાષાઓ બોલાયછે. પરંતુ વેપારનેઅર્થે દુનિયાના જૂદા જાદા ભાગોમાંથી આવેલા લોકો અંગ્રેજી, હિંદુસ્તાની, વગેરે ભાષાઓ બોલેછે.

દરિઆનાં પાણીને આવતાં અટકાવ્યાથી અસલ કરતાં બેટની જમીનમાં ઘણો વધારો થયલો છે, અને ખાડીઓપર રસ્તા તથા રેલવે બાંધીને સાષ્ટી થાણા ( જીલ્લામાં ) બેટ સાથે ઉત્તરભાગને હાલમાં જોડી દીધેલો છે. સાષ્ટીમાં મુંબઇથી ૧૬ મેલ, સરકારે વિહાર નામે મ્હોટું તળાવ અને તુળસી એવાં બે તળાવ બાંધેલાં છે. જેમાંથી લોઢાના નળોવડે મુંબઈમાં મીઠું પાણી લાવવામાં આવેછે.

એમાં ઘણાં વિદ્યાલય છે. રંગારા, ચમાર, કંસારા, તથા બીજા સેંકડો કારીગરો પોતાના હુન્નર એ બેટમાં કરેછે, પરંતુ સૌ કરતાં વધારે મ્હોટો ધંધો સુતર કાંતવાનો અને કાપડ વણવાનો અને ગાંસડી દાબવાનો છે. એ બેટમાં વરાળયંત્રથી ચાલતા કાંતવાના અને વણવાના સંચા હાલમાં ઘણાજછે, ને તેવડે હજારો માણસોને રોજી મળેછે. વળી નાળિએરી તથા દારૂ ગાળવાના ધંધાથી ઘણા લોક કમાયછે. ખેતીના પાકમાં ડાંગર મુખ્ય છે. ભીંડી પણ થાયછે. તથા વનસ્પતી પણ ઘણી પાકેછે. મુંબઈમાં મ્યુનિસિપાલ ખાતું છે તેમાં કેટલાક કમીશનરોને લોક ઠરાવેછે; જમીનપરના અને સ્ટાંપના કર વસુલ કરવા માટે અંગ્રેજ સરકારે એક કલેકટર રાખેલો છે, અને વહાણેથી જે માલ આવેછે તે ઊપર દાણ ઠરાવ્યું છે તે વસૂલ કરવામાટે કસ્ટમકમિશનર નીમેલો છે.

**મુંબઈમાં હાઈકોર્ટ છે.** મુંબઈ શેહેરના રહેવાશીઓના કજીઆ ચુકવવા તથા જીલ્લાના જડજોને અને માજીસ્ટ્રેટોના કામ ઉપર દેખરેખ રાખવી, તેમની ભૂલ સુધારવી અને તેઓના ઈનસાફ ઉપર અપીલ સાંભળવી એ તેનું કામ છે, પરંતુ ન્હાના કજીયા સારૂ **સમાલકોઝકોર્ટ** છે.

મુંબઈ શેહેરની ઈમારતો, ધનવાન લોકોનાં મકાન, બાગબગીચા, વગેરે ઘણા શોભાયમાન છે ને એવી રચના આખા ઈલાકામાં બીજે કોઈ ઠેકાણે નથી.

સમાપ્ત.

## THE ALPHABET (ધિ ઍાલફાબેટ) મુળાક્ષર.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **A** | **a** | *A* | *a* | એ | **F** | **f** | *F* | *f* | એફ |
| **B** | **b** | *B* | *b* | બી | **G** | **g** | *G* | *g* | જી |
| **C** | **c** | *C* | *c* | સી | **H** | **h** | *H* | *h* | એચ |
| **D** | **d** | *D* | *d* | ડી | **I** | **i** | *I* | *i* | આઈ |
| **E** | **e** | *E* | *e* | ઈ | **J** | **j** | *J* | *j* | જે |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| K | k | *K* | *k* | કે | S | s | *S* | *s* | એસ |
| L | l | *L* | *l* | એલ | T | t | *T* | *t* | ટી |
| M | m | *M* | *m* | એમ | U | u | *U* | *u* | યૂ |
| N | n | *N* | *n* | એન | V | v | *V* | *v* | વી |
| O | o | *O* | *o* | ઓ | W | w | *W* | *w* | ડબલ્યુ |
| P | p | *P* | *p* | પી | X | x | *X* | *x* | એક્સ |
| Q | q | *Q* | *q* | ક્યુ | Y | y | *Y* | *y* | વાઈ |
| R | r | *R* | *r* | આર | Z | z | *Z* | *z* | ઝેડ |

| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ઉવન | ટૂ | થ્રી | ફોર | ફાઈવ્ | સિક્સ | સેવન્ | એઈટ | નાઇન | ટેન્ |
| એક | બે | ત્રણ | ચાર | પાંચ | છ | સાત | આઠ | નવ | દશ |

# જાહેર ખબર.

---

નીચે લખેલી ચોપડીઓ સુરતમાં ચોક બજાર, નાણાવટ. અને ભાગાતળાવના બુકસેલરો; મુંબઇમા ભૂલેશ્વર આગળ માવજી જેરામના માળામાં **ડાહ્યાભાઈ જગજીવનદાસ;** કાળકાદેવી આગળ દામોદરદાસ ઇશ્વરદાસ તથા શેરીઆરજી હોરમજજી બુકસેલરો; પાયધોણી નંબર ૨૨ વાળા મકાનમાં ધિ બુકસેલિંગ એન્ડ જેનરલ એજનસી કંપની; વિઠ્ઠલવાડીને નાકે કૃષ્ણાજી બલાલ બુકસેલર; ધોબીતળાવ આગળ એચ.ચશા બેજનજી કરાણી બુકસેલર; કોટમાં જાહાંગીરજી બેજનજી કરાણી તથા શાપુરજી ફરામજી માંડણ બુકસેલરો; ભાવનગરમાં કન્યાશાળાપાસે અબદુલહુસેન આદમજી બુકસેલર; કરાંચીમાં જુની મારકીટપાસે મુલ્લા કમરૂદીન હુસેનભાઈ બુકસેલર; પુનામા સદર બજારમાં છગનલાલ બાઇદાસ માસ્તર. પાસેથી વેચાતી મળશે. ચોપડીઓના કમીશન વગેરેનો બંદોબસ્ત કરવો હોય તો મુંબઈમાં **ડાહ્યાભાઈ જગજીવનદાસ** અને સુરતમાં સગરામપરે **સીઠ નગીનદાસ ફકીરભાઈ કાસીદાસને** પોસ્ટપેડ કાગળથી લખી જણાવવું

| | | | |
|---|---|---|---|
| ૦ | ૧ | ૬ | ગુજરાતી પેહેલી ચોપડીના અર્થ. |
| ૦ | ૨ | ૦ | ગુ૦ બીજીના અર્થ. |
| ૦ | ૩ | ૦ | ગુ૦ ત્રીજીના અર્થ. |
| ૦ | ૪ | ૬ | ગુ૦ ચોથીના અર્થ. |
| ૦ | ૫ | ૦ | ગુ૦ પાંચમીના અર્થ. |
| ૦ | ૬ | ૦ | ગુ૦ છઠ્ઠીના અર્થ. |
| ૦ | ૮ | ૦ | ગુ૦ સાતમીના અર્થ. |
| ૦ | ૨ | ૦ | સુરત જીલ્લાની ભૂગોળ. |
| ૦ | ૧ | ૬ | મુંબઇ ઇલાકાની ભૂગોળ |
| ૦ | ૩ | ૦ | હિંદુસ્તાની ભૂગોળ. |
| ૨ | ૦ | ૦ | છેલની વાર્તા. (ઘણીજ રમુજી). |
| ૦ | ૧૨ | ૦ | મુરખાનીવાર્તા. |
| ૦ | ૮ | ૦ | ચતુરસીંગની વાર્તા· |
| ૨ | ૦ | ૦ | બદીઅલ જમાલ પરી.ની વાર્તા(ઘણીજ રમુજી). |
| ૦ | ૬ | ૬ | ક્રોહેડા સંગ્રહ. |
| ૦ | ૩ | ૦ | ચિત્રપોથી. |
| ૦ | ૧ | ૦ | કોઠકની ચોપડી. |
| ૦ | ૪ | ૦ | આંગ્રેજી પહેલી ચોપડીના મીનિંગ તરજુમાં સહિત. |
| ૦ | ૬ | ૦ | સેકન્ડ બુક પાર્ટ ફર્સ્ટના મીનિંગ તરજુમાં સહિત. |
| ૦ | ૧૦ | ૦ | સ૦ બુ૦ પા૦ સે૦ના મીનિંગ. |
| ૦ | ૧૨ | ૦ | થર્ડ બુકના મીનિંગ. |

જથાબંધ ચોપડી લેનારને ઘણુંજ સારૂં કમીશન આપવામાં આવશે.